ૐ

# પાંત્રીસ બોલ.

( માર્ગાનુસારીના ગુણ, છુટક મહા-વાક્યો, અને ગુણાનુરાગ કુલક વગેરે વિવેચન સાથે )

[illegible]

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તરફથી,

શા. વેણીચંદ સુરચંદ-મહેસાણા.

[illegible]

આવૃત્તિ ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૮૦

परोपकाराय सतां विभूतयः

૩૨

# પાંત્રિશ બોલ.

વગેરે

( સરળ અર્થ સાથે )

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા,

શ્રી જૈન શ્રેયસ્કર મંડળ તરફથી
શાહ વેણીચંદ સુરચંદ—**મહેસાણા.**

આવૃત્તિ ૪ મા.        પ્રત ૩૦૦૦.

મૂલ્ય ૦—૩—૦

સંવત્ ૧૯૮૦—વીર સંવત્ ૨૪૫૦—સને ૧૯૨૪.

ધી સૂર્યપ્રકાશ પ્રીન્ટિંગ પ્રેસમાં
પટેલ મૂળચંદભાઈ ત્રીકમલાલે છાપ્યું.
ઠે. કાળુપુર ટંકશાળ—**અમદાવાદ.**

# પ્રભુપ્રાર્થના રૂપ મંગલાચરણ.

પ્રિયતમ પ્રભુ ! નમીએ આપને,
જપીએ પાવન તુમ જાપને- પ્રિયતમ૦ ૧
જ્ઞાન દીપક હૃદયે પ્રકટાવી,
પૂર્ણ પ્રજાળો પાપને- પ્રિયતમ૦ ૨
બળસાગર ! રગ રગ બળ રેડો,
નસ નસ દો નીતિ છાપને- પ્રિયતમ૦ ૩
અમ અંતર દમતા કુવિચારો,
પાત્ર થજો તુમ શાપને- પ્રિયતમ૦ ૪
આપ વદન શશી પ્રેહેવા મથતાં,
માંજો[1] અમ મન-બાપને[2] પ્રિયતમ૦ ૫
પોતાના ગણી પાળો અમને,
એજ અરજ મા બાપને- પ્રિયતમ૦ ૬

---

૧ સાફ કરો. ૨ મનરૂપ દર્પણ.

# પહેલી આવૃત્તિની પ્રસ્તાવના.

આવી ન્હાની ચોપડીની પ્રસ્તાવવાની જરૂર હોય નહિ છતાં તે લખવાનો હેતુ જણાવવા સાથે તેમાં આવેલા વિષયોનું દિગ્દર્શન કરાવવામાં આવે તો તે અપ્રાસંગિક નહિ ગણાય.

આંમાં બેજ વિષયો છે. પહેલો વિષય પાંત્રિશ બોલના થોકડા ઉપર સરળ અર્થ લખવામાં આવ્યા છે તે છે. પંચપ્રતિક્રમણ પૂર્ણ થયા પછી, જીવવિચારાદિ પ્રકરણો ચલાવતાં પહેલાં, આ બોલો ચલાવવા એ આગળ ઉપર બહુ ઉપયોગી થઇ પડે તેવું શિક્ષણ છે. આના અધિકારીઓને સામાન્ય બુદ્ધિવાળા ગણી અર્થ લખતાં ભાષા બહુ સરળ રાખવામાં આવી છે.

અજીતત્ત્વના ૧૪ ભેદ તથા ૭ નયના સરળ અર્થ કરવા જતાં પણ તે સમજી શકાય તેવા થવાનો સંભવ લાગ્યો નથી તેથી તે મૂળરૂપેજ મૂકયા છે. કેટલાએક બોલો સરળ હોવાથી તેનો અર્થ લખવો જરૂરનો લાગ્યો નથી તેથી તેમને પણ મૂળરૂપેજ રહેવા દીધા છે. પાંચ મહાવ્રતના ભાંગા વિસ્તૃત હેવાથી કાઢી નાંખ્યા છે તેમજ પચ્ચખ્ખાણના ભાંગાવાળો ૨૪ મો બોલ કાઢી નાંખી તે સ્થળે દરેક શ્રાવકને વિચારવા યોગ્ય ભવાભિનંદી જીવોના ૮ લક્ષણો દાખલ કર્યાં છે. દરેક શાળામાં આ બુક ચલાવી શકાય તેવી સ્હેલી બનાવવા બનતો પ્રયાસ કરવામાં આવ્યો છે.

બીજો વિષય પ્રતીક્રમણ વખતે બોલવામાં આવતાં દરેક સૂત્રોનો સંક્ષિપ્ત ભાવાર્થ લખવામાં આવ્યો છે, તેને લગતો છે. આજ

કાલ પ્રાયઃ દરેક શાળામાં વિદ્યાર્થીઓની હાજ-રીની અનિયમિતતાના કારણે તથા દરેકને ભિન્ન ભિન્ન શિખવવું પડતું હોવાથી વખતના અભાવના કારણે પ્રતિક્રમણના અર્થ ચલાવી શકાતા નથી, તેવા વખતમાં આ ભાવાર્થો ચલાવવા એ બીજ જ્ઞાનરૂપે બહુ જરૂરના થઇ પડશે એમ ધારવામાં આવ્યું છે.

આ બુક કેટલી ઉપયોગી થશે? તે વિ-ચારવાનું કામ જૈન અભ્યાસકોનું છે. છદ્મસ્થતા તથા મતિમંદતા યોગે કયાંઇ વિરૂદ્ધ લખાયું હોય તો સજ્જનો કૃપા કરી સૂચવશે તો પ્રસંગે સુધારવામાં આવશે. તેઓને આ બાબત સવિનય પ્રાર્થના કરવામાં આવે છે.

" વિદ્વદ્રત્ન મુનિરાજ શ્રી પ્રેમવિજયજી તથા

સાક્ષર શ્રાદ્ધવર્ય શેઠ કુંવરજી આણંદજી આ બુક સુધારી વધારી આપવામાં જે અમૂલ્ય શ્રમ લીધો છે તે બાબત તેમનો અંતઃકરણ પૂર્વક ઉપકાર માનવામાં આવે છે.

પ્રસિદ્ધ કર્તા.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના.

આ બુકની પ્રથમ આવૃત્તિ તેના લેખકે થોડા વખત ઉપર છપાવી હતી પણ તે ટૂંક-મુદતમાં ખલ્લાસ થવાથી અને અનેક સજ્જ-નોની તે, માટે માગણીઓ ચાલુ રહેવાથી અમારી ગ્રંથમાળાના બત્રીશમા મણકા તરીકે પ્રસિદ્ધ કર્તાએ માગણી અનુસાર અમે તેની આ બીજી આવૃત્તિ છપાવી છે. આમાં કેટલાક સ્થળે થોડા સુધારો વધારો કર્યો છે અને તે ઉપરાંત માર્ગાનુસારી પાંત્રિશ ગુણ, ચોવીશ તીર્થંકર તથા નવપદનાં નામ અને વર્ણ, દરેક પ્રભુનાં લાંછન અને દર્શન કરતી વખતે બોલવા યોગ્ય દુહાઓ તથા શ્લોકો દાખલ કરવામાં આવ્યા

છે, જે બાળકોને કંઠાગ્રે કરાવવા યોગ્ય છે. માર્ગાનુસારીના પાંત્રિશ ગુણુ આપણા વ્યાવહારિક જીવનને બહુ પ્રકારે સુધારે છે અને શુભ વ્યવહાર સમ્યકત્વ પ્રાપ્તિનું કારણુ છે તેથી તે ગુણો હરેકે હરેક બાળકોને શિખવવા યોગ્ય છે.

લિ. પ્રસિદ્ધ કર્તા.

# ચોથી આવૃત્તિની પ્રસ્તાવના.

આ બુકની ચોથી આવૃત્તિ પાઠક વર્ગ સમક્ષ રજુ કરતાં અમોને હર્ષ થાય છે. બુક કેટલી ઉપયોગી થઈ છે, એ આ આવૃત્તિઓજ કહી આપે છે એટલે એ સંબંધમાં અમારે બોલવા જેવું કશુંજ રહેતું નથી. આ આવૃત્તિમાં નવકારવાળી, સ્વસ્તિક, જિનદેવદર્શન તથા પૂજા સંબંધ અને બીજી અનેક અવશ્ય જાણવા જેવી બાબતો દાખલ કરવામાં આવી છે આ આવૃત્તિ અગાઉની આવૃત્તિઓ કરતાં વિશેષ ઉપયોગી નિવડશે, એમ અમારૂં માનવું છે. જૈનશાળાઓમાં દરેકે દરેક અભ્યાસીઓ

પાસે આ બુક હોવી જોઇએ અને તેનું જ્ઞાન તેઓને મળવું જોઇએ, એવી અમારી ખાસ ભલામણ છે.

તા. ૬-૧૨-૧ . મ્હેસાણા.

લિ. પ્રસિદ્ધ કર્તા.

---

# પાંચમી આવૃત્તિની પ્રસ્તાવના

આ બુકનીજ પાંચમી આવૃત્તિ પાઠકગણ સમક્ષ રજુ કરતાં અમોને હર્ષ થાયછે. બુક કેટલી ઉપયોગી ને જનપ્રિય થઈ છે, એ આ આવૃત્તિઓજ કહી આપે છે, એટલે એ સંબંધમાં અમારે કંઇ લખવા જેવું કશુંજ રહેતું નથી, આ આવૃત્તિમાં અગાઉની ચાર આવૃત્તિના વિષયોમાં બીજો વિષય આવશ્યક ક્રિયાના સૂત્રે ના ભાવાર્થનો વિષય છે તે પ્રતિક્રમણની બૂકમાં દાખલ થઇ ગએલ હોવાથી આ સ્થળેથી તે કમી કરી તેને સ્થાને ૧૪૫ કલમો નૈતિક, ને ધાર્મિક વિષયોના આચાર તથા વિચારોને સુધારનાર, તેમજ આ બાલવૃદ્ધ જીવોને અત્યંત ઉપકારી, વિવેચન સાથે દાખલ કરી ગ્રંથને વિશેષ ઉપ-

યોગી બનાવવા પ્રયત્ન કીધો છે. બાકીના બધા વિષયો પૂર્વવત્ રાખવામાં આવેલછે. આ બુક અગાઉની આવૃત્તિઓ કરતાં વધારે ઉપયોગી થઈ પડશે, એમ અમારૂં માનવું છે. નવીન દાખલ કરેલ હિત વચનો ખાસ કરીને, બાળકોને સમજ પૂર્વક શિખવવા યોગ્ય છે. તો જૈનશાળાઓના શિક્ષકોએ આ બાબત ખાસ લક્ષ આપવું ઉચિત છે, એવી અમારી ખાસ ભલામણ છે.

તા. ૨-૭-૧૯૨૪ લિ. પ્રસિદ્ધ કર્તા

મેસાણા

# પાંત્રિશ બોલ.
## (સરળ અર્થ સાથે.)

૧

પહેલે બોલે ગતિ ચાર છે.

૧ પાપ કરીને અવતરેલા નારકીઓની ગતિ તે નરકગતિ.

૨ પશુ તથા પક્ષી વગેરેની ગતિ તે તિર્યંચગતિ.

૩ માણસોની ગતિ તે મનુષ્યગતિ.

૪ પુણ્ય કરીને અવતરેલા દેવતાઓની ગતિ તે દેવગતિ.

૨

બીજે બોલે જાતિ પાંચ છે.

૧ માત્ર શરીરવાળા જીવોની જાતિ. જેવા કે માટી, પાણી, અગ્નિ, વનસ્પતિ વગેરેના જીવો તે એકેંદ્રિય જાતિ.

૨ શરીર અને જીભવાળા જીવોની જાતિ. જેવા કે-શંખ, પૂરા, કીડા વગેરે તે બે ઇંદ્રિયજાતિ.

૩ શરીર, જીભ અને નાકવાળા જીવોની જાતિ. જેવા કે-માંકડ, જૂ, કીડી, મંકોડા વગેરે તે તેઇંદ્રિય જાતિ.

૪ શરીર, જીભ, નાક અને આંખવાળા

જીવોની જાતિ. જેવાકે–માખી, મચ્છર, વીંછી વગેરે તે ચૌરિંદ્રિય જાતિ.

૫ શરીર, જીભ, નાક, આંખ અને કાનવાળા જીવોની જાતિ. જેવાકે-દેવતા, મનુષ્ય, તિર્યંચ અને નારકીતે પંચેંદ્રિય જાતિ.

## ૩

### ત્રીજે બોલે કાય છ છે.

૧ પૃથ્વીકાય–માટી, પત્થર વગેરેના જીવો.

૨ અપકાય–પાણીના જીવો.

૩ તેઉકાય–અગ્નિના જીવો.

૪ વાઉકાય–પવનના જીવો.

૫ વનસ્પતિકાય–શાક, ભાજી, ફળ, ફૂલ વગેરેના જીવો.

૬ ત્રસકાય–હાલતા ચાલતા જીવો.

## ૪
## ચોથે બોલે ઇંદ્રિય પાંચ છે.

૧ શ્રોત્રેંદ્રિય–કાન. ૪ રસેંદ્રિય–જીભ.
૨ ચક્ષુરિંદ્રિય-આંખ.પસ્પર્શેંદ્રિય–શરીર.
૩ ઘ્રાણેંદ્રિય–નાક.

## ૫

પાંચમેબોલેપર્યાપ્તિછછે,પર્યાપ્તિ–શક્તિ.

૧ આહાર ગ્રહણ કરી તેનો રસ કરવાની શક્તિ તે આહાર પર્યાપ્તિ.
૨ રસમાંથીલોહી, માંસ,વીર્ય વગેરે સાત ધાતુબનાવી શરીર બાંધવાની શક્તિ તે શરીર પર્યાપ્તિ
૩ શરીરમાં જરૂર પડતી ઇંદ્રિય બનાવવાની શકિત તે ઇંદ્રિય પર્યાપ્તિ.

૪ પુદ્ગલો ગ્રહણ કરી તેનો શ્વાસોચ્છ્વાસ બનાવવાની શક્તિ તે શ્વાસોચ્છ્વાસ પર્યાપ્ત.

૫ પુદ્ગલો ગ્રહણ કરી તેની ભાષા બનાવવાની શકિત તે ભાષા પર્યાપ્તિ.

૬ પુદ્ગલો ગ્રહણ કરી તેનું મન બનાવવાની શકિત તે મનઃપર્યાપ્તિ.

૬

છઠ્ઠે બોલે પ્રાણ દશ છે.

૧ સાંભળવાની પ્રવૃત્તિ તે શ્રોત્રેંદ્રિય પ્રાણ.
૨ જોવાની પ્રવૃત્તિ તે ચક્ષુરિંદ્રિય પ્રાણ.
૩ સુંઘવાની પ્રવૃત્તિ તે ઘ્રાણેંદ્રિય પ્રાણ.
૪ ચાખવાની પ્રવૃત્તિ તે રસેંદ્રિય પ્રાણ.
૫ સ્પર્શકરવાનીપ્રવૃત્તિતેસ્પર્શેંદ્રિયપ્રાણ.

૬ વિચારકરવાનીપ્રવૃતિ તેમનોબળપ્રાણ.

૭ બોલવાનીપ્રવૃતિ તે વચનબળપ્રાણ.

૮ શરીરથી કાર્ય કરવાનીપ્રવૃતિ તે કાય-
બળ પ્રાણ.

૯ શ્વાસ લેવો તથા મૂકવો તે શ્વાસો-
શ્વાસ પ્રાણ.

૧૦ આયુષ્ય તે આયુઃપ્રાણ.

૭

સાતમે બોલે શરીર પાંચ છે.

૧ મનુષ્ય અને તિર્યંચનું શરીર તે ઔ-
દારિક શરીર.

૨ દેવતા અને નારકીનું શરીર તે વૈક્રિય
શરીર.

૩ તીર્થંકર ભગવાન્‌ને પ્રશ્ન પૂછવા તથા

તેમની ઋદ્ધિ જોવા મુનિરાજ નવું શરીર કરે છે તે આહારક શરીર. ઋદ્ધિ= ઠકુરાઇ.

૪ આહારને પચાવનાર શરીર તે તૈજસ શરીર.

૫ આત્માને કર્મ વળગેલાં છે તે કાર્મણ શરીર.

૮

આઠમે બોલે યોગ પંદર છે.

યોગ–વ્યાપાર, ક્રીયા.

૧ મનોયોગના ચાર પ્રકાર છે. પ્રકાર-ભેદ.

૧ સાચો વિચાર કરવો તે સત્ય મનોયોગ

૨ ખોટો વિચાર કરવોતે અસત્ય મનોયોગ.

૩ કાંઇક સાચો અને કાંઇક ખોટો વિચાર કરવો તે મિશ્ર મનોયોગ, આને સત્ય-

મૃષા પણ કહે છે.

૪ ખોટા પણ નહિ અને સાચો પણ નહિ એવો વિચાર કરવો તે વ્યવહાર મનો· યોગ, આને અસત્યામૃષા મનોયોગ પણ કહે છે. (શિક્ષકેઆ બોલ દૃષ્ટાંત આપી સમજાવવો.)

૨ વચનયોગના ચાર પ્રકાર છે.

૧ સાચું બોલવું તે સત્ય વચનયોગ.

૨ ખોટું બોલવું તે અસત્ય વચનયોગ.

૩ કાંઇક સાચું અને કાંઇક ખોટું બોલવું તે મિશ્ર વચનયોગ.

૪ ખોટું પણ નહિ અને સાચું પણ નહિ એવું બોલવું તે વ્યવહાર વચનયોગ.

૩ કાયયોગના સાતપ્રકાર છે.

૧ મનુષ્ય અને તિર્યંચ ઉત્પન્ન થાય ત્યારે ઓદારિક શરીર બાંધવા માંડે તે વખતે જે યોગ હોય તે ઔદારિક મિશ્ર કાયયોગ.

૨ તેઓનેજ તે શરીર બાંધ્યા પછી જે યોગ હોય તે ઔદારિક કાયયોગ.

૩ દેવતા અને નારકી ઉત્પન્ન થાય ત્યારે વૈક્રિય શરીર બાંધવા માંડે તે વખતે જે યોગ હોય તે વૈક્રિયમિશ્ર કાયયોગ.

૪ તેઓનેજ તે શરીર બાંધ્યા પછી જે યોગ હોય તે વૈક્રિય કાયયોગ.

૫ તીર્થંકર ભગવાન્‌ને પ્રશ્ન પૂછવા તથા તેમની ઋદ્ધિ જોવા મુનિરાજ આહારક શરીર કરવા માંડે તે વખતે જે યોગ

હોય તે આહારકમિશ્ર કાયયોગ.

૬ તેમનેજ તે શરીર બાંધ્યા પછી જે યોગ હોય તે આહારક કાયયોગ.

૭ જેવડે જીવ આહારને પચાવે તથા કર્મ ગ્રહણ કરે તે તૈજસકાર્મણ કાયયોગ.

૯

નવમે બોલે ઉપયોગ બાર છે. ઉપ- યોગ ધ્યાન આપવું અથવા ઉપયોગ કરવો એટલે જ્ઞાનદર્શનને વાપરવાં તે.

૧ પાંચ ઇંદ્રિય અને મનથી જે જાણવું તે મતિજ્ઞાન.

૨ શાસ્ત્ર વાંચવા, ભણવા તથા સાંભળ- વાથી જે જ્ઞાન થાય તે શ્રુતજ્ઞાન.

૩ અમુક હદમાંહેલા રૂપી પદાર્થોનું ઇંદ્રિ-

યોની મદદ વિના જે જ્ઞાન થાય તે અ-
વધિજ્ઞાન. રૂપી-જેને વર્ણ, ગંધ, રસ
તથા સ્પર્શ હોય તે. વર્ણ-રંગ.

૪ અઢીદ્વીપની અંદર રહેલા મનુષ્ય તથા
તિર્યંચના મનના ભાવનું જે જ્ઞાન થાય
તે મનઃપર્યવજ્ઞાન. જંબુદ્વીપ, ધાતકી
ખંડ તથા અર્ધપુષ્કરવરદ્વીપ એ અઢી
દ્વીપ કહેવાય. દ્વીપ-જેને ફરતું પાણી
હોય તે.

૫ જગત્માં રહેલા રૂપી તથા અરૂપી સર્વ
પદાર્થોનું સંપૂર્ણ જ્ઞાન થાય તે કેવળ
જ્ઞાન. અરૂપી-જેને વર્ણ, ગંધ, રસ તથા
સ્પર્શ ન હોય તે. સંપૂર્ણ-પૂરેપૂરૂં.

૬ મિથ્યાત્વ સહિત મતિજ્ઞાન કે જેથી

વસ્તુ સ્વરૂપ યથાસ્થિત વિચારવામાં ન આવે તે મતિઅજ્ઞાન. મિથ્યાત્વ-વસ્તુને સાચી રીતે ન માનવી તે. યથાસ્થિત-જેવું હોય તેવું.

૭ મિથ્યાત્વ સહિત શ્રુતજ્ઞાન કે જેથી વસ્તુ સ્વરૂપ સાચી રીતે સમજવામાં ન આવે તે શ્રુતઅજ્ઞાન.

૮ મિથ્યાત્વ સહિત અવધિજ્ઞાન કે જેથી અમુક હદમાંહેલા રૂપી પદાર્થો આત્મા વડે જાણવામાં ફેરફાર થાય તે વિભંગ જ્ઞાન.

૯ આંખથી જોવું તે ચક્ષુદર્શન.

૧૦ આંખ વિના બાકીની ઇંદ્રિયોથી જે સામાન્ય જાણવું તે અચક્ષુદર્શન.

૧૧ અમુક હદમાં રહેલા રૂપી પદાર્થોનું

જે સામાન્ય જ્ઞાન તે અવધિદર્શન.

૧૨ જગતમાં રહેલા રૂપી તથા અરૂપી સર્વ પદાર્થોનું જે સામાન્ય જ્ઞાન તે કેવળ દર્શન.

## ૧૦

## દશમે બોલે કર્મ આઠ છે.

૧ જ્ઞાનને ઢાંકી દેનારૂં કર્મ તે જ્ઞાનાવરણીય કર્મ.

૨ દર્શનને ઢાંકી દેનારૂં કર્મ તે દર્શનાવરણીયકર્મ. દર્શન-વસ્તુના સામાન્ય ધર્મનો જે બોધ તે, વસ્તુને પ્રથમ જોવાથી જે જાણી શકાય તે.

૩ સંસારમાં સુખદુઃખને ઉત્પન્ન કરનારૂ કર્મ તે વેદનીયકર્મ.

૪ સંસારમાં આસક્તિ-પ્રીતિ કરાવનારૂં કર્મ તે મોહનીયકર્મ.

૫ આયુષ્ય–જીંદગી તે આયુઃકર્મ.

૬ જીવને ચાર ગતિ તથા પાંચ ઇંદ્રિયો વગેરે અનેક પ્રકાર પ્રાપ્ત કરાવી આપનારૂ કર્મ તે નામકર્મ. પ્રકાર-ભેદ,સ્થિતિ.

૭ જીવને સંસારમાં ઉચ્ચ તે માનયોગ્ય તથા નીચ તે અપમાનયોગ્ય સ્થિતિ પ્રાપ્ત કરાવનારૂં કર્મ તે ગોત્રકર્મ,

૮ જીવને દાન દેવામાં,લાભ મેળવવામાં, ખાવા પીવામાં, પહેરવા ઓઢવા વગેરેમાં તથા બળનો ઉપયોગ કરવામાં હરકત કરનારૂં કર્મ તે અંતરાયકર્મ.

## ૧૧

અગ્યારમે બોલે ગુણઠાણાં ચૌદ છે.

ગુણઠાણાં—ગુણનાં સ્થાનકો

૧ તત્ત્વને સાચીરીતે નહિ માનનાર મિથ્યાત્વી જીવોનું ગુણઠાણું તે મિથ્યાત્વ ગુણઠાણું. તત્ત્વ-વસ્તુનું સ્વરૂપ, પદાર્થ.

૨ સમકિતથી પડતા જીવોને થોડો કાળ ટકવાનું ગુણઠાણું તે સાસ્વાદન ગુણઠાણું.

૩ ખરા તત્ત્વ ઉપર પ્રીતિ નહિ અને ખોટા તત્ત્વ ઉપર અપ્રીતિ નહિ એવા જીવોનું ગુણઠાણું તે મિશ્ર ગુણઠાણું.

૪ સમકિત પામેલા પણ વ્રત પચ્ચખ્ખાણ વગરના જીવોનું ગુણઠાણું તે અવિરતિ સમકિતદૃષ્ટિ ગુણઠાણું.

૫ અણુવ્રતધારી શ્રાવકોનું ગુંણઠાણુ તે દેશવિરતિ ગુણઠાણું. અગુ-ન્હાનાં.

૬ પાંચ મહાવ્રત પાળનારા મુનિરાજોનું ગુણઠાણું તે પ્રમત્ત ગુણઠાણું. (શ્રાવક અને મુનિરાજોનાં વ્રતની વાત આ-ગળ આવશે.)

૭ વિશેષ ઉત્તમ ભાવવાળા મુનિરાજોનુ ગુણઠાણું તે અપ્રમત્ત ગુણઠાણું.

૮ પૂર્વે નહિ આવેલા નિર્મળ ભાવ જયાં આવે તે અપૂર્વકરણ અથવા નિવૃત્તિ ગુણઠાણું.

૯ લોભના મ્હોટા વિભાગ કરી તેનો નાશ કરવાનું અથવા દાબી દેવાનું ગુણ-ઠાણું તે અનિવૃત્તિ બાદર ગુણઠાણું.

વિભાગ-ખંડ, કકડા.

૧૦ લોભના ન્હાના વિભાગ કરી તેના નાશ કરવાનું અથવા દાબી દેવાનું ગુણઠાણું તે સૂક્ષ્મસંપરાયગુણઠાણું.

૧૧ જ્યાં મોહનીયકર્મ આત્મા સાથે (સત્તામાં) હોયપણ ભોગવવામાં(ઉદયમાં)ન આવેતે ઉપશાંતમોહ ગુણઠાણું

૧૨ મોહનીયકર્મનો સર્વથા નાશ થયા પછીનું ગુણઠાણું તેક્ષીણમોહ ગુણઠાણું.

૧૩ તીર્થંકર તથા બીજા સમસ્ત કેવળજ્ઞાની ભગવાનનું ગુણઠાણું તે સયોગી કેવળી ગુણઠાણું. સમસ્ત-બધા.

૧૪ મોક્ષે જવા પહેલાં થોડો કાળ આવે તે અયોગીકેવળી ગુણઠાણું.

## ૧૨.

બારમે બોલે પાંચ ઇંદ્રિયના વિષયો ત્રે-
વિશ છે. વિષય-અભિલાષા, ઇચ્છા.

૧ શ્રોત્રેંદ્રિયના ત્રણ વિષય છે,

૧ જેમાં જીવ હોય અને તે અવાજ કરે
તે, જેમકે માણસ, પશુ, પક્ષી,
વગેરેનો અવાજ તે જીવ શબ્દ.

૨ જીવ વગરના પદાર્થોનો અવાજ, જે-
મકે ઘડીયાળ, ઢોલ વગેરેનો અવાજ
તે અજીવ શબ્દ.

૩ જીવ તથા જીવવગરના પદાર્થોનો ભે-
ગો અવાજ થાય તે. જેમકે શરણાઇ
વગેરેનો અવાજ તે મિશ્ર શબ્દ.

૨ ચક્ષુરિંદ્રિયના પાંચ વિષય છે.

૧ કાળો, ૨ લીલો, ૩ રાતો, ૪ પીળો, ૫ ધોળો.

૩ ઘ્રાણેંદ્રિયના બે વિષય છે.

૧ સુરભિગંધ–સારીગંધ, ૨ દુરભિગંધ નઠારી ગંધ.

૪ રસેંદ્રિયના પાંચ વિષય છે.

૧ કડવો, ૨ તીખો, ૩ કષાયેલો, ૪ ખાટો, ૫ મીઠો. કષાયેલો–આંબળાના સ્વાદ જેવો.

૫ સ્પર્શેંદ્રિયના આઠ વિષય છે.

૧ સુંવાળો, ૨ ખરબચડો, ૩ હળવો, ૪ ભારે, ૫ ઠંડો–શીત, ૬ ઉષ્ણ–ઉન્હો, ૭ લુખો-રૂક્ષ, રસનગરનો, ૮ ચોપડ્યો–સ્નિગ્ધતાવાળો, રસવાળો.

## ૧૩

તેરમે બોલે મિથ્યાત્વ દશ પ્રકારનાં છે,

૧ જીવને અજીવ કરી જાણે તે મિથ્યાત્વ.

૨ અજીવને જીવ કરી જાણે તે મિથ્યાત્વ.

૩ ધર્મને અધર્મ કરી જાણે તે મિથ્યાત્વ.

૪ અધર્મને ધર્મ કરી જાણે તે મિથ્યાત્વ.

૫ સાધુને અસાધુ કરી સદ્દહે તે મિથ્યાત્વ.
સદ્દહે-વિશ્વાસ સહિત માને.

૬ અસાધુને સાધુ કરી સદ્દહે તે મિથ્યાત્વ.

૭ મોક્ષનો માર્ગ સાચો છે તેને ખોટો કરી.
માને તે મિથ્યાત્વ: કરી-તરીકે.

૮ સંસારનો માર્ગ ખોટો છે તેને સાચો
કરી માને તે મિથ્યાત્વ.

૯ વાયરા આદિ રૂપી પદાર્થને અરૂપી

કરી સદ્દહે તે મિથ્યાત્વ.

૧૦ મોક્ષ આદિક અરૂપી પદાર્થને રૂપી કરી સદ્દહે તે મિથ્યાત્વ.

૧૪

ચૌદમે બોલે નવ તત્ત્વ સંબંધી જાણવા યોગ્ય એકસો પંદર ભેદ છે.

૧ જીવતત્ત્વના ચૌદ ભેદ છે,

૧ સૂક્ષ્મ એકેંદ્રિય, ૨ બાદર એકેંદ્રિય, ૩ બેઇંદ્રિય, ૪ ત્રિઇંદ્રિય, ૫ ચઉરિંદ્રિય, ૬ અસન્ની પંચેંદ્રિય, ૭ સન્ની પંચેંદ્રિય-એસાતેનેપર્યાપ્તાતથાઅપર્યાપ્તા એમ બે બે ભેદે ગુણતાં ચૌદ ભેદ.

૨ અજીવ તત્ત્વના ચૌદ ભેદ.

ધર્માસ્તિકાયનાસ્કંધ, દેશઅને પ્રદેશ

એ ત્રણ ભેદ, અધર્માસ્તિકાયના અને આકાશાસ્તિકાયના પણ એજ પ્રમાણે ત્રણ ત્રણ ભેદ, કાળદ્રવ્યનો એક ભેદ અને પુદગલાસ્તિકાયના સ્કંધ, દેશ, પ્રદેશ અને પરમાણુ એ ચાર ભેદ–એમ સર્વ મળી ચૌદ ભેદ થાય.

૩ પુણ્યનવપ્રકારેબધાયછે.પુણ્ય-શુભકર્મ.

૧ સાધુ મુનિરાજ વગેરેને ભોજન આપવાથી જે પુણ્ય બંધાય તે અન્નપુણ્ય.

૨ તેમને પાણી આપવાથી જે પુણ્ય બંધાય તે પાણ પુણ્ય.

૩ તેમને રહેવાને સ્થાન આપવાથી જે પુણ્ય બંધાય તે લેણ પુણ્ય-

૪ તેમને સૂવાને પાટ વગેરે આપવાથી

જે પુણ્ય બધાય તે સેણ પુણ્ય.

૫ તેમને પહેરવા તથા ઓઢવા વસ્ત્ર આપવાથી જે પુણ્ય બંધાય તે વસ્ત્ર પુણ્ય.

૬ તેમનું મનમાં ભલું ચિંતવવાથી જે પુણ્ય બંધાય તે મન પુણ્ય.

૭ તેમની વચનવડે સ્તુતિ કરવાથી જે પુણ્ય બંધાય તે વચન પુણ્ય.

૮ તેમની કાયાથી સેવા-ભકિત કરવા વડે જે પુણ્ય બંધાય તે કાય પુણ્ય.

૯ તેમને હાથ જોડીને નમસ્કાર કરવાથી જે પુણ્ય બંધાય તે નમસ્કાર પુણ્ય.

૪ પાપ અઢાર પ્રકારે બંધાય છે. પાપ-અશુભકર્મ.

૧ પ્રાણાતિપાત-જીવહિંસા કરવી, ૨ મૃ

ષાવાદ—ખોટું બોલવું; ૩ અદત્તાદાન—ચોરી કરવી, ૪ મૈથુન—બ્રહ્મચર્ય ન પાળવું, ૫ પરિગ્રહ—ધન, સુવર્ણ વગેરે પદાર્થો ઉપર મમતા, મમતા—મારાપણું, સુવર્ણ—સોનું, ૬ ક્રોધ—ગુસ્સો, ૭ માન—અહંકાર, ૮ માયા—કપટ, ૯ લોભ—દ્રવ્યાદિકની વધતીજતીઇચ્છા, ૧૦ રાગ—પ્રીતિ, ૧૧ દ્વેષ—અદેખાઇ વગેરે, ૧૨ કલહ—કજીયો, ૧૩ અભ્યાખ્યાન—કોઇ ઉપર ખોટું કલંક ચ્હડાવવું તે, ૧૪ પૈશુન્ય—ચાડી, ૧૫ રતિ અરતિ—સુખમાં આનંદ તથા દુઃખમાં શોક, ૧૬ પરપરિવાદ—પારકી નિંદા, ૧૭ માયા મૃષાવાદ—કપટ સાથે ખોટું

બોલવું અને ૧૮ મિથ્યાત્વશલ્ય-સુદેવ, સુગુરૂ તથા સુધર્મ ઉપર શ્રદ્ધા ન રાખવી તે.

૫ આશ્રવના વીશ પ્રકાર છે. આશ્રવ=કર્મ આવવાના રસ્તા.

૧ મિથ્યાત્વનું સેવન કરવું તે મિથ્યાત્વાશ્રવ.

૨ વ્રતપચ્ચખ્ખાણ ન કરવાં તે અવ્રતાશ્રવ.

૩ આળસ, નિંદા વગેરેમાં નકામો વખત ગાળવો તે પ્રમાદાશ્રવ.

૪ કષાય કરવો તે કષાયાશ્રવ.

૫ મન, વચન અને કાયાનો ખોટો ઉપયોગ કરવો તે યોગાશ્રવ.

૬ હિંસા કરવી તે પ્રાણાતિપાતાશ્રવ.
૭ ખોટું બોલવું તે મૃષાવાદાશ્રવ.
૮ ચોરી કરવી તે અદત્તાદાનઆશ્રવ.
૯ બ્રહ્મચર્ય ન પાલવું તે કુશીલાશ્રવ.
૧૦ ધન, સુવર્ણ વગેરે પદાર્થો ઉપર મમતા રાખવી તે પરિગ્રહાશ્રવ.
૧૧ કાનને નિયમમાં ન રાખે તે શ્રોત્રેંદ્રિયાશ્રવ.
૧૨ આંખને નિયમમાં ન રાખે તે ચક્ષુરિંદ્રિયાશ્રવ.
૧૩ નાકને નિયમમાં ન રાખે તે ઘ્રાણેંદ્રિયાશ્રવ.
૧૪ જીભને નિયમમાં ન રાખે તે રસેંદ્રિયાશ્રવ.

૧૫ શરીરને નિયમમાં ન રાખે તે સ્પર્શેન્દ્રિયાશ્રવ.

૧૬ મનને નિયમમાં ન રાખે તે મનાશ્રવ.

૧૭ વચનને નિયમમાં ન રાખે તે વચનાશ્રવ.

૧૮ કાયાને નિયમમાં ન રાખે તે કાયાશ્રવ

૧૯ ઠામ, વાસણ વગેરે વસ્તુ લેતાં મૂકતાં સંભાળ ન રાખે તે ભંડોપકરણાશ્રવ.

૨૦ મિથ્યાત્વી વગેરેનો કુસંગ કરવો તે કુસંગાશ્રવ. કુસંગ–ખોટી સોબત.

૬ સંવરનાં ૨૦ ભેદ છે. સંવર–કર્મ આવવાના રસ્તા બંધ કરવા તે.

૧ સુદેવ, સુગુરૂ અને સુધર્મ ઉપર શ્રદ્ધા રાખવી તે સમકિતસંવર.

૨ વ્રત પચ્ચખ્ખાણ કરવાં તે વ્રતપચ્ચખ્ખાણસંવર.

૩ આળસ, નિંદ્રા વગેરે ન કરતાં વખતનો સારો ઉપયોગ કરવો તે અપ્રમાદસંવર.

૪ કષાય ન કરવો તે અકષાયસંવર.

૫ મન, વચન અને કાયાનો સારો ઉપયોગ કરવો તે યોગસંવર.

૬ જીવદયા પાળવી તે દયાસંવર.

૭ સત્ય બોલવું તે સત્યસંવર.

૮ ચોરી ન કરવી તે અચૌર્યસંવર.

૯ બ્રહ્મચર્ય પાળવું તે શીળસંવર.

૧૦ પૈસાટકાનું પ્રમાણ કરવું તે ઇચ્છાસંવર.

૧૧ થી ૧૫–કાન, આંખ, નાક, જીભ અને શરીર એ પાંચે ઇંદ્રિયોને વશ કરવી તે ઇંદ્રિયસંવર.

૧૬ થી ૧૮–મન વચન અને કાયા એ ત્રણેને વશ કરવાં તે ગુપ્તિસંવર.

૧૯ ઠામ, વાસણ વગેરે વસ્તુ લેતાં તથા મૂકતાં સંભાળ રાખવી તે ઉપયોગ-સંવર.

૨૦ કુસંગ ન કરવો તે કુસંગસંવર.

૭ નિર્જરાના બાર ભેદ છે. નિર્જરા–જે કર્મોનો થોડો નાશ થાય તે.

૧ આહારનો ત્યાગ કરી ઉપવાસાદિ કરવું તે અનશન તપ.

૨ ભૂખ હોય તે કરતાં બે ચાર કોળીયા

ઓછું જમવું તે ઊણોદરી તપ.

૩ ઇચ્છાઓ રોકવા માટે નિયમ ધારવા તે વૃત્તિસંક્ષેપ તપ.

૪ દૂધ, દહીં, ઘી, ગોળ, તેલ તથા પકવાન્નનો ત્યાગ કરવો તે રસત્યાગ તપ.

૫ લોચ તથા કાઉસ્સગ્ગનું કષ્ટ સહન કરવું તે કાયક્લેશ તપ.

૬ હાથ પગ સ્થિર કરી એક ઠેકાણે બેસી રહેવું તે સંલીનતા તપ.

૭ થયેલા પાપ માટે અફસોસ કરવો, તેનું નિવારણ કરવુ તે પ્રાયશ્ચિત્ત તપ. નિવારણ–દૂર કરવું તે.

૮ મ્હોટાઓનું માન સાચવવું તે વિનય તપ.

૯ તપશ્ચર્યા કરનારા વગેરેની સેવા ભક્તિ કરવી તે વૈયાવૃત્ય તપ.

૧૦ ભણવું. ગણવું, વાંચવું, પૂછવું, વિચારવું અને ધર્મકથા કરવી તે સ્વાધ્યાય તપ.

૧૧ મનમાં સારૂં ધ્યાન ધરવું-માઠું ધ્યાન ન ધરવું તે ધ્યાન તપ.

૧૨ કર્મનો નાશ કરવા માટે બને તેટલો કાઉસ્સગ્ગ કરવો તે કાયોત્સર્ગ તપ.

૮ બંધ તત્ત્વના ચાર ભેદ છે.બંધ-કર્મ નું બાંધવું તે.

૧ કર્મનો સ્વભાવ તે પ્રકૃતિ બંધ.

૨ કર્મને રહેવાનો કાળ તે સ્થિતિબંધ

૩ કર્મ પરમાણુઓમાં રહેલો રસ તે રસ બંધ.

૪ કર્મના પરમાણુઓ તે પ્રદેશ બંધ.

૯ મોક્ષ તત્ત્વના ચાર ભેદ છે. મોક્ષ—સર્વ કર્મથી રહિત થવું તે.

૧ અનંત પદાર્થોને વિશેષ જાણવું તે અનંત જ્ઞાન.

૨ અનંત પદાર્થોને સામાન્ય જાણવું તે અનંત દર્શન.

૩ આત્માના ગુણોમાં રમવું, વસવું તે યથાખ્યાત ચારિત્ર.

૪ આત્માની અનંતશક્તિ તે સર્વવીર્ય.

## ૧૫

પંદરમે બોલે આત્મા આઠ પ્રકારના છે, આત્મા—જીવ.

૧ શરીર, કુટુંબ અને ધન વગેરેને પોતાનું માનનારો આત્મા તે દ્રવ્યાત્મા.

૨ ક્રોધ, માન, માયા અને લોભ કરનારો આત્મા તે કષાયાત્મા.

૩ મન વચન અને કાયા વડે ક્રિયા કરનારો આત્મા તે યોગાત્મા.

૪ બાર પ્રકારનાં જ્ઞાન દર્શન રૂપ ઉપયોગમાં વર્તનારો આત્મા તે ઉપયોગાત્મા.

૫ જ્ઞાનમાં વર્તનારો આત્મા તે જ્ઞાનાત્મા.

૬ દર્શનમાં વર્તનારો આત્મા તે દર્શનાત્મા.

૭ ચારિત્રમાં વર્તનારો આત્મા તે ચારિત્રાત્મા.

૮ વીર્યમાં વર્તનારો આત્મા તે વીર્યાત્મા

## ૧૬

સોળમે બોલે દંડક ચોવિશ છે. દંડક= જેને વિષે જીવો રખડે–ભટકે તે.

૧૧ અસુરકુમાર, નાગકુમાર, સુવર્ણ કુમાર, વિદ્યુત્કુમાર, અગ્નિકુમાર, દ્વીપકુમાર, ઉદધિકુમાર, દિશિકુમાર, વાયુકુમાર અને સ્તનિતકુમાર. એ દશ ભવનપતિ દેવોના દશ દંડક તથા સાત નારકીનો એક દંડક.

૫ પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાઉકાય અને વનસ્પતિકાય, એ પાંચ સ્થાવરના પાંચ દંડક.

૩ બેઇંદ્રિય, તેઇંદ્રિય તથા ચઉરિંદ્રિય એ ત્રણ વિકલેંદ્રિયના ત્રણ દંડક.

૫ તિર્યંચપંચેદ્રિય. મનુષ્ય, વ્યંતરદેવ, જ્યોતિષી દેવ, અને વૈમાનિક દેવ એ પાંચના પાંચ દંડક.

૨૪

## ૧૭

સત્તરમે બોલે લેશ્યા છ છે. લેશ્યા-મનના પરિણામ; તે ઉપર એક દૃષ્ટાંતછે તે આ પ્રમાણે:--

માર્ગમાં ભૂલા પડેલા છ પુરુષો જાંબુ-ફળ ખાવાની ઇચ્છાથી તેના ઝાડ નીચે આવ્યા, એકે કહ્યું કે'આ ઝાડને મૂળમાંથી કાપી નાંખો' તે કૃષ્ણલેશ્યાના પરિણામ જાણવા. બીજાએ કહ્યું કે,થડને રહેવા દઇ બાકી બધું કાપી નાંખો,તે નીલલેશ્યાના

પરિણામ જાણવા. ત્રીજાએ કહ્યુંકે 'ન્હાની ડાળીઓને કાપી બાકીનું રહેવા દ્યો' તે કાપોતલેશ્યાના પરિણામ જાણવા. ચોથાએ કહ્યુંકે 'જાંબુના ઝુમખા કાપી લ્યો, બાકીનું રહેવા દ્યો' તે તેજોલેશ્યાના પરિણામ જાણવા. પાંચમાએ કહ્યુંકે 'લુમખામાંથી પાકાં જાંબુ તોડી લ્યો, બીજું કાંઇ ન કરો, તે પદ્મલેશ્યાના પરિણામ જાણવા. છઠ્ઠો બોલ્યો કે, ભાઇઓ ! શા માટે ઝાડને ઇજા કરો છો ? આ નીચે પડેલાં જાંબુઓ વીણીને ખાઓ ! તે શુકલ લેશ્યાના પરિણામ જાણવા.

૧૮

અઢારમે બોલે દૃષ્ટિ ત્રણ છે. દૃષ્ટિ-

શ્રદ્ધા, વિશ્વાસ.

૧ સાચા તત્ત્વને ખોટા અને ખોટા તત્ત્વને સાચા માનનારી દૃષ્ટિ તે મિથ્યાદૃષ્ટિ.

૨ સાચા તથા ખોટા તત્ત્વમાં એક સરખી રીતે જોનારી દૃષ્ટિ તે સમ્યગ્મિથ્યા એટલે મિશ્રદૃષ્ટિ.

૩ સાચા તત્ત્વને સાચી રીતે અને ખોટા તત્ત્વને ખોટી રીતે જોનારી દૃષ્ટિ તે સમકિત દૃષ્ટિ.

## ૧૯

ઓગણીશમે બોલે ધ્યાન ચાર છે.

ધ્યાન-વિચાર કરવો તે.

૧ વ્હાલાનો વિયોગ થવાથી તથા શરીરે રોગ વગેરે થવાથી જે ચિંતા કરવી તે

આર્ત્તધ્યાન.

૨ જીવને મારવાની, કે ખોટું બોલવું, ચોરી કરવી વગેરેની ઇચ્છા કરવી તે રૌદ્રધ્યાન.

૩ પ્રભુએ બતાવેલા ધર્મ સંબંધી વિચાર કરવો તે ધર્મધ્યાન.

૪ તીર્થંકર તથા બીજા કેવળજ્ઞાની ભગવાન્ વગેરે જે ધ્યાન કરે છે તે શુકલધ્યાન.

૨૦

વીશમે બોલે દ્રવ્ય છ છે. દ્રવ્ય—પદાર્થ. તેની ઓળખાણ ત્રીશ ભેદે છે.

૧ ધર્માસ્તિકાયદ્રવ્યતે દ્રવ્યથી એક છે, ક્ષેત્રથી ચૌદ રાજલોક વ્યાપી છે, કા-

ળથી આદિ અંતરહિત છે, ભાવથી અરૂપી છે અને ગુણથી જીવ તથા પુદ્‌ગલને ચાલવામાંસહાય કરે છે.

વ્યાપી–પૂર્ણ ભરેલું.

ચૌદરાજલોક–નીચે સાતમી નરકથી ઉપર સિદ્ધશિલા સુધીનું ક્ષેત્ર. આદિ-શરૂઆત્ત, અંત-છેડો, રહિત-વિનાનું, સહાય–મદદ.

૨ અધર્માસ્તિકાય દ્રવ્ય, તે દ્રવ્યથી એક છે, ક્ષેત્રથી ચાૈદ રાજલોક પ્રમાણ છે, કાળથી આદિ અંતરહિત છે, ભાવથી અરૂપી છે અને ગુણથી જીવ તથા પુદ્‌ગલને સ્થિર રહેવામાં સહાય કરે છે.

૩ આકાશાસ્તિકાય દ્રવ્ય, તે દ્રવ્યથી એક

છે, ક્ષેત્રથી લોક તથા અલોક પ્રમાણ છે, કાળથી આદિઅંતરહિત છે, ભાવથી અરૂપી છે અને ગુણથી જીવતથા પુદ્‌ગલને અવકાશ આપે છે. અલોક ચૌદ રાજલોકથી અનંત ગુણો મોટો અને ચૌદ રાજલોકની ફરતો છે, અનંત—છેડાવગરનું, અવકાશ જગ્યા.

૪ કાળ દ્રવ્ય. તે દ્રવ્યથી એક સમયરૂપ છે, ક્ષેત્રથી અઢી દ્વીપમાં છે, કાળથી આદિ અંતરહિત છે, ભાવથી અરૂપી છે અને ગુણથી જુનાનું નવું અને નવાનું જુનું કરે છે,

૫ પુદ્‌ગલાસ્તિકાય દ્રવ્ય. તે દ્રવ્યથી અ-

નંત છે; ક્ષેત્રથી ચૌદ રાજલોક વ્યાપી છે, કાળથી આદિઅંતરહિત છે, ભાવથી રૂપી છે અને ગુણથી મળી જાય, જાદું પડી જાય, સડી જાય, પડી જાય અને નાશ પામી જાય એવું છે.

૬ જીવાસ્તિકાયદ્રવ્ય. તે દ્રવ્યથી અનંત છે, ક્ષેત્રથી ચૌદ રાજલોક વ્યાપી છે; કાળથી આદિ અંતરહિત છે, ભાવથી અરૂપી છે અને ગુણથી ચેતનાવાળું છે. ચેતના—જાણપણું

૨૧

એકવીશમે બોલે રાશિ બે છે. રાશિ—સમૂહ.

૧ જગત્માં જેટલા જીવો છે તે જીવરાશિ.

૨ જગતમાં જીવ વગરના જેટલા પદાર્થો છે તે અજીવરાશિ.

## ૨૨

બાવીશમે બોલે શ્રાવકનાં વ્રત બારછે.

૧ પહેલે વ્રતે ત્રસજીવને હણે નહીં અને સ્થાવર જીવની મર્યાદા કરે. હણે નહિ મારે નહિ, સ્થાવર–જે હાલે ચાલે નહિ તે, મર્યાદા–નિયમ.

૨ બીજે વ્રતે કન્યાસંબંધી, ઢોરસંબંધી જમીનસંબંધી; થાપણ ઓળવવા સંબંધી તથા ખોટી સાક્ષી પૂરવાસંબંધી એમ પાંચ મોટાં અસત્ય બોલે નહિ. થાપણ ઓળવવી-કોઈ વિશ્વાસ રાખી પૈસા કે ઘરેણું સાચવવા આપી ગયો

હોય તે પાછો લેવા આવે ત્યારે તેને કહેવું કે 'મારી પાસે તારૂં કાંઇજ નથી! હું તને ઓળખતો નથી! તું કોણ છે? ચાલ્યો જા!' એમ કહેવું તે.

૩ ત્રીજે વ્રતે ખીસું કાતરી; ખાતર પાડી, ધાડ પાડી, ઘર ફાડી, તીજોરી તોડી. મોટી ચોરી કરે નહિ.

૪ ચોથે વ્રતે પરસ્ત્રીનો ત્યાગ કરે અને પોતાની સ્ત્રીનું પ્રમાણ કરે. પર.–બીજાની; પ્રમાણ–તિથિએશિયળ પાળવા વગેરેની મર્યાદા.

૫ પાંચમે વ્રતે ધન. ધાન્ય તથા સોનું. રૂપું અને ઘર, હાટ વગેરેનું પ્રમાણ કરે.

૬ છઠ્ઠે વ્રતે જીંદગી સુધી દિશાઓમાં

તથા વિદિશા (ખૂણા) એમાં જવાનું પ્રમાણ કરે.

૭ સાતમે વ્રતે ન ખાવાલાયક પદાર્થોનો તથા પાપ વ્યાપારોનો ત્યાગ કરે અને ખાવા પીવા તથા પહેરવા ઓઢવાની ચીજો માટે દરરોજ નિયમ ધારે.

૮ આઠમે વ્રતે જેનાથી નકામું પાપ લાગે એવી બાબતો જેવી કે પરનિંદા, વિકથા વગેરે તથા રમવા જોવાની બાબતો જેવી કે નાટક,ભવાયા, ગંજીપો ચોપાટ વગેરેનો ત્યાગ કરે, પાપોપદેશ ન કરે ઇત્યાદિ. પર–પારકી. પાપોપદેશ–પાપ લાગે એવું કહેવું તે.

૯ નવમે વ્રતે દરરોજ શાંત ચિત્ત રાખી

એક અથવા વધારે સામાયિક કરે.

૧૦ દશમે વ્રતે દિશાઓની મર્યાદાનો સંક્ષેપ કરી દશ સામાયિક કરે, ભણે ગણે પણ બીજું—વ્યાપારાદિ ન કરે. સંક્ષેપ-ઘટાડવું તે.

૧૧ અગ્યરમે વ્રતે મહીનામાં પર્વના દિવસો ( આઠમ, પાખી વગેરે )માં પોસહ કરે.

૧૨ બારમે વ્રતે પોસહને પારણે મુનિરાજને વ્હોરાવી પછી જમે.

૨૩

ત્રેવિશમે બોલે મુનિરાજનાં મહા વ્રત પાંચ છે.

૧ સાધુજી મન, વચન અને કાયા વડે

સ્થાવર કે ત્રસ કોઇ જીવને સર્વથા પોતે હણે નહિ, હણાવે નહિ અને હણતાને રૂડું જાણે નહિ તે પ્રથમ પ્રાણાતિપાતવિરમણ વ્રત. સર્વથા-કોઇપણ રીતે; રૂડું=સારૂં, અનુમોદે નહિ=વખાણે નહિ.

૨ સાધુજી મન, વચન અને કાયાવડે સર્વથા પોતે જુઠું બોલે નહિ, બીજા પાસે જુઠું બોલાવે નહિ અને જુઠું બોલતાને રૂડું જાણે નહિ તે બીજું મૃષાવાદવિરમણ વ્રત.

૩ સાધુજી મન; વચન અને કાયાવડે સર્વથા પોતે ચોરી કરે નહિ બીજા પાસે કરાવે નહિ અને કરતા પ્રત્યે

અનુમોદે નહિ તે ત્રીજું અદત્તાદાન
વિરમણ વ્રત.

૪ સાધુજી મન, વચન અને કાયાવડે સ-
ર્વથા પોતે મૈથુન સેવે નહિ, બીજા
પાસે સેવરાવે નહિ અને સેવતા પ્રત્યે
અનુમોદે નહિ તે ચોથું બ્રહ્મચર્ય વ્રત.

૫ સાધુજી મન. વચન અને કાયાવડે
સર્વથા પોતે પરિગ્રહ રાખે નહિ, બી-
જા પાસે રખાવે નહિ અને રાખતા
પ્રત્યે રૂડું જાણે નહિ પાંચમું પરિ
ગ્રહવિરમણ વ્રત.

૨૪

ચોવિશમે બોલે ભવાભિનંદી જીવો-
નાં લક્ષણ આઠ છે- ભવાભિનંદી—પાંચ

ઇંદ્રિયોના સુખને ખરૂં સુખ માની સંસારમાંજ આનંદ માનનારા.

૧ સારૂં સારૂં ખાવાનું તથા વસ્ત્ર, પાત્ર મળશે, લોકમાં પૂજા પામીશ અને મારા શ્રાવકો થશે એટલે તેનાથી મારૂં ગુજરાન ચાલશે ઇત્યાદિ ઇચ્છાઓથી જ સામાયિક, પૌષધ તથા પ્રતિક્રમણ આદિધર્મ કરણી કરે. પાત્ર-વાસણ.

૨ પોતાના ગુણો દરેક રીતે પ્રકટ થાય અને બીજાના અવગુણો પ્રકટ ન થાય તેવા ઉપાયો કરે.

૩ ધન, ધાન્ય, વસ્ત્ર, પાત્ર તથા યશ અને કીર્તિ મેળવવા હંમેશાં પ્રયત્ન કરે, તેમાંજ હંમેશાં ધ્યાન રાખે.

૪ ભવિષ્યકાળની ચિંતા કરે, જેમકે હું શું ખાઇશ! હવે હું કેમ કરીશ! કુટુંબનું કેમ થશે? આવા વિચાર કરે પણ આત્માનું કલ્યાણ કરવા વિચાર ન કરે.

૫ બીજામાં ગુણો હોય તે દેખી ન શકે, સહન ન કરી શકે.

૬ મારી પાસે જે પૈસો ટકો, ઘરેણાં, ઘર વગેરે છે તેનો વિયોગ થશે તો? એવો ભય રાખે.

૭ કપટી હોય.

૮ સર્વ રીતે અજ્ઞાની હોય.

આવા જીવો સંસારમાં ઘણો કાળ રખડનારા ગણાય.

## ૨૫

### પચ્ચીશમે બોલે ચારિત્ર પાંચ છે.

ચારિત્ર–જે આચરવાથી કર્મનો ક્ષય થાય તે. આચરવું–પાળવું.

૧ દીક્ષા લેવી તે સામયિક ચારિત્ર.

૨ વડી દીક્ષા લેવી તે છેદોપસ્થાપનીય ચારિત્ર. વડી–મ્હોટી.

૩ દીક્ષા લઇ મ્હોટી તપશ્ચર્યા કરવા માટે નવ મુનિરાજ સમુદાયથી જુદા પડે અને ચારિત્રની વિશુદ્ધિ કરે તે પરિહારવિશુદ્ધિ ચારિત્ર, સમુદાય-જે સાથે રહેતા હોય તે સાધુઓનો સમૂહ. વિશુદ્ધિ–વધારે પવિત્રતા.

૪ લોભના ન્હાના વિભાગ કરી તેનો ના

શા કરવા પ્રયત્ન કરવો તે સૂક્ષ્મસંપ-
રાય ચારિત્ર.

૫ તીર્થંકર તથા બીજા કેવળજ્ઞાની ભગ-
વાન્ વગેરે જે ચારિત્ર પાળે છે તે યથા
ખ્યાત ચારિત્ર,

૨૬

છવ્વીશમે બોલે નય સાત છે.

૧ નૈગમનય, ૨ સંગ્રહનય, ૩ વ્યવહાર-
નય, ૪ ઋજુસૂત્રનય. ૫ શબ્દનય, ૬
સમભિરૂઢનય અને ૭ એવંભૂતનય.

૨૭

સત્તાવીશમે બોલે નિક્ષેપા ચાર છે-
નિક્ષેપ-વસ્તુમાં જે આરોપણ કરવું
તે. આરોપણ—દાખલ કરવું.

૧ વસ્તુનું નામ તે નામનિક્ષેપ.
૨ વસ્તુનાં ચિત્ર, અક્ષર કે છબી તે સ્થાપના નિક્ષેપ.
૩ જેમાંથી વસ્તુ બને તે દ્રવ્ય નિક્ષેપ
૪ વસ્તુ પોતે તે ભાવ નિક્ષેપ.
(શિક્ષકે આ બોલ દૃષ્ટાંતથી સમજાવવો

## ૨૮

અઠાવીશમે બોલે સમકિત પાંચ છે.
૧ જે સમકિત બે ઘડીથી ઓછો વખત રહી ચાલ્યું જાય તે ઉપશમ સમકિત
૨ જે સમકિત અસંખ્ય વખત આવે અને જાય તે ક્ષયોપશમ સમકિત. અસંખ્ય—ગણી ન શકાય તેવી સંખ્યા.
૩ જે સમકિત આવ્યા પછી ચાલ્યું ન

જતાં જીવને વધારેમાં વધારેત્રણ
કે ચાર ભવ કરાવી મોક્ષે લઇ જાય
તે ક્ષાયિક સમકિત.

૪ ઉપશામ સમકિતથી પડતી વખતે તેનો
બહુ થોડો ભાગ બાકી રહે ત્યારે જે સ-
મકિત કહેવાય તે સાસ્વાદન સમકિત.

૫ ક્ષાયિક સમકિત પામતા પહેલાં સમય
માત્ર જે સમકિત હોય તે વેદકસમકિત
સમય–અતિસૂક્ષ્મકાળ, સૂક્ષ્મ–ન્હાનો

## ૨૯

ઓગણીત્રીશમે બોલે રસ નવ પ્રકાર
ના છે. રસ–મીઠાશ, આનંદ, અસર.

૧ જેથી વિષય વિકાર ઉત્પન્ન થાય તે
શૃંગારરસ.

૨ જેથી શરીરમાં બળ–જુસ્સો પ્રકટ
  થાય તે વીરરસ.
૩ જેથી દયા ઉત્પન્ન થાય તે કરૂણારસ
૪ જેથી હસવું આવે તે હાસ્યરસ.
૫ કોઇ ઘણા પાપવાળું કામ થતું જોવા-
  થી અથવા કરવાથી જે ભયંકર અ-
  સર થાય તે રૌદ્રરસ.
૬ જેથી ભય ઉત્પન્ન થાય–બીક લાગે તે
  ભયાનક રસ
૭ જેથી અચંબો–નવાઇ ઉત્પન્ન થાય તે
  અદ્‌ભુતરસ.
૮ ભુંડા શબ્દ સાંભળવાથી જે અસર
  થાય તે બિભત્સરસ.
૯ જેથી જીવને શાન્તિ વળી જાય, મન

સ્થિર થઇ જાય તે શાન્તરસ

## ૩૦

ત્રીશમે બોલે ત્યાગ યોગ્ય કરવા અભક્ષ્ય બાવીશ છે. અભક્ષ્ય--ન ખાવા લાયક પદાર્થ.

૧ વડના ટેટા, ૨ પીંપળાનું ફળ, ૩ ઉંબરાનાં ફળ, ૪ પીંપળનાં ફળ, ૫ કોઠીંબડાં, ૬ મધ, ૭ માખણ, ૮ માંસ, ૯ દારૂ, ૧૦ હીમ પડેછે તે, ૧૧ વિષ તે અફીણ સોમલ વગેરે ઝેરી પદાર્થો ૧૨ કરા પડે છે તે, સર્વ જાતની કાચી માટી, મીઠું, ૧૪ રાત્રિભોજન, ૧૫ જેમાં ઘણાં બીહોય તેવાં ફળોજેવાંકે–અંજીર, તલ, ખસખસવગેરે, ૧૬ અનંતકાયકંદ-

મુળ વગેરે, ૧૭ બોળ અથાણું, ૧૮ વિદળ(કાચાં દુધ, દહીં, છાસ સાથે કઠોળ ખાવા તે), ૧૯ રીંગણાં, ૨૦ જેનું નામ ન જાણતા હોઇએ એવાં ફળ, ફુલ, ૨૧ તુચ્છ ફળ જેમાં કે ચણી બોર વગેરે, ૨૨ ચલિતરસ તે સડેલું અન્નાદિક, (વાસીરોટલી, શીરો, લાપસી વગેરે) જેનો કાળ પુરો થવાથી સ્વાદ બદલાઇ ગયો હોય—રસ ફરી ગયો હોય તે.

૩૧.

એકત્રીશમે બોલે અનુયોગ ચારછે.

અનુયોગવર્ણન,

૧ જેમાં છ દ્રવ્ય, આઠકર્મ, નવતત્ત્વ વગેરે બાબતોનું વર્ણન આવતું હોયતે

દ્રવ્યાનુયોગ.

૨ જેમાં અઢીદ્વીપ વગેરેમાં આવેલ પર્વ-
 ત,નદી,દેશ વગેરેની લંબાઇ, પહો-
 ળાઈ. ઊંચાઇ તથા સંખ્યા વગેરેના
 માપનો હિસાબ આવતો હોય તે
 ગણિતાનુયોગ. માપ—પ્રમાણ.

૩ જેમાં મુનિરાજ તથા શ્રાવકોએ પોત-
 પોતાનો ધર્મ કેવી રીતે પાળવો જોઇ
 એ તેની હકીકત આવતી હોય તે
 ચરણકરણાનુયોગ,

૪ જેમાં પૂર્વે થઇ ગએલા ઉત્તમ પુરૂષો
 તથા સ્ત્રીઓની જીંદગીનાં વર્ણનો
 આવતાં હોય તે ધર્મકથાનુ યોગ.

## ૩૨

બત્રીશમે બોલે તત્ત્વ ત્રણ છે

૧ જેમાં અઢાર દોષ ( જેવા કે અજ્ઞાન, નિદ્રા, મિથ્યાત્વ, રાગ, દ્વેષ, ભય, હાસ્ય વગેરે) ન હોય તે દેવતત્ત્વ.

૨ જે પંચ મહાવ્રત પાળે તે ગુરૂતત્ત્વ.

૩ જેમાં અહિંસા મુખ્ય હોય તે ધર્મ-તત્ત્વ; અહિંસા—દયા.

## ૩૩

તેત્રિશમે બોલે સમવાય પાંચ છે. સમવાય—સાથે રહેનારાં કારણો

૧ જે વખતે, જે ઋતુમાં જે થતું હોય તે તેજ વખતે તેજ ઋતુમાં થાય તે કાળ.

૨ જે વસ્તુમાં જેવો સ્વભાવ હોય–તેમાં

ફેરફાર નજ થાય તે સ્વભાવ.

૩ ભવિતવ્યતા એટલેજે બનવાનું હોય તેજ બને તે નિયતિ.

૪ પૂર્વે કરેલાં કર્મ પ્રમાણે બધું થાય તે પૂર્વકૃત એટલે કર્મ.

૫ પ્રયત્ન કરવો તે પુરૂષકાર એટલેઉદ્યમ.

## ૩૪

ચોત્રીશમે બોલે ચાર પ્રકારના પાખંડીઓના ત્રણશેંને ત્રેસઠ ભેદછે.પાખંડીઓ ધૂતારાઓ, ખોટો માર્ગ સમજાવનારાઓ.

૧ ક્રિયા કરવામાંજ ધર્મ માનનારા તે ક્રિયાવાદી, તેના એકસો એંશી ભેદ છે.

૨ ક્રિયા નજ કરવામાં ધર્મ માનનારા તે અક્રિયાવાદી, તેના ચોરાશી ભેદ છે.

૩ વિનય કરવાથીજ ધર્મ થાય છે એમ માનનારા તે વિનયવાદી, તેના બત્રીશ ભેદ છે.

૪ અજ્ઞાની રહેવું—જ્ઞાન ભણવું નહિ એ-માંજ ધર્મ માનનારા તે અજ્ઞાનવાદી; તેના સડસઠ ભેદ છે.

## ૩૫

પાંત્રીશમે બોલે શ્રાવકના ગુણ એકવીશછે.

૧ તોછડા સ્વભાવવાળો ન હોય પણ સ-મુદ્રની પેઠે ગંભીર હોય.

૨ જેને પાંચ ઈંદ્રિયો પૂરેપુરી હોય અને જે રૂપવંત હોય.

૩ જેની પ્રકૃતિ શાન્ત હોય, જે પાપ કર-નારો ન હોય.

૪ જે હંમેશાં સાચે માર્ગે ચાલનારો હોય તેથી સર્વ લોકને પ્રિય લાગે, સર્વ લોકો તેનાં વખાણ કરે.

૫ જેનું હૃદય પવિત્ર હોય; જેનું મન ઘાતકી-પાપી ન હોય.

૬ જે આ લોક તથા પર લોકના દુઃખ તથા અપયશથી બ્હીતો રહે.

૭ જે બીજાનેછેતરે નહિ-કપટી ન હોય.

૮ જે બીજાએ કંઇ વસ્તુની માગણી કરી હોય તેને યથાશકિત આપે પણ નિરાશ ન કરે, દાક્ષિણ્યવાળો હોય. દાક્ષિણ્ય-શરમ.

૯ જે કુટુંબની લજ્જા મર્યાદા રાખે, ખોટું કામ ન કરે.

૧૦ જે સર્વ જીવો ઉપર દયાળુ હોય.

૧૧ જેની દષ્ટિમાં નિર્મળતા હોય. જેની આંખમાં વિકાર ન હોય.

૧૨ જે ગુણી જીવોને માન આપનારો તથા તેઓનોજ પક્ષ કરનારો હોય.

૧૩ જે સારીસારી ધર્મ સંબંધી કથાઓથી ઉપદેશ કરનારો હોય.

૧૪ જેનાં કુટુંબનાં માણસો ધર્મ માર્ગે ચાલનારાં હોય.

૧૫ જે લાંબા વિચારવાળો તથા વિચાર કરીને કામ કરનારો હોય.

૧૬ જે કોઇપણ જાતના પક્ષપાત તથા અન્યાય વગર ગુણનો તથા દોષનો જાણનાર હોય.

૧૭ જે પાકી–ચડાયેલી બુદ્ધિવાળા વૃદ્ધ પુરૂષોની સેવા કરનારો તથા તેમના કહ્યા પ્રમાણે ચાલનારો હોય.

૧૮ જે પોતાનાથી વધારે ગુણી જીવોનો વિનય–બહુમાન કરનારો હોય.

૧૯ જે કોઇએ પોતાના ઉપર ઉપકાર કર્યો હોય તેનો સારી રીતે બદલો વાળી આપનારો હોય.

૨૦ જે લોભ કર્યાવગર બીજાનું ભલું કરવામાં પોતાની લક્ષ્મીનો ઉપયોગ કરે.

૨૧ જે ધર્મ સંબંધી દરેક વિધિમાં તથા વ્યવહારમાં કુશળ–હોંશીયાર હોય.

એ એકવીશગુણ જેમાં હોય તે જીવ ધર્મ પામવાને લાયક કહેવાય.

# માર્ગાનુસારી જીવના પાંત્રિશ ગુણ.

મોક્ષે જવાના માર્ગ ઉપરચ્હડેલોજીવ તે માર્ગાનુસારી જીવ કહેવાય.

૧ ન્યાયથી. દ્રવ્ય ઉપાર્જનકરવું:—હરેક પ્રકારનો વ્યાપાર, નીતિ અને પ્રામાણિકપણાથી કરવો. નીતિઅનેપ્રામાણિકપણાથી પેદા કરેલો પૈસો લાંબા વખત સુધી ટકી શકે છે, દગાથી અને

કપટથી તથા અસત્ય બોલી છેતરીને પૈસો મેળવ્યો હોય તે બધો મૂડી સુદ્ધાં નાશ પામી જાય છે. ધણીની નોકરી નિમકહલાલથી અને ખરા દિલથી કરવી. પોતાની ફરજમાં બેદરકાર રહેનાર ઉપર એક છૂપી શક્તિ સદા ધ્યાન રાખે છે. તે સારૂં કામ કરનારને બદલો અપાવે છે અને નબળું કામ કરનારને શિક્ષા કરાવે છે—નુકશાન અપાવેછે. એ ચોક્કસ સમજવું એ શક્તિ કર્મપરિણામરૂપ સમજવી.

૨ શિષ્ટ પુરૂષોનાં આચરણની પ્રશંસા કરવીઃ—ઉત્તમ પુરૂષોનાં વર્તન—વર્ત્તણુકના દરેક રીતે વખાણ કરી તેમના

માં રહેલા ગુણો ગ્રહણ કરવા, ગુણી-
ના ગુણ ગાવાથી આપણામાં પણ તે-
વા ગુણો આવે છે. જુગાર ન રમવો,
વેશ્યા કે પરસ્ત્રીસેવન ન કરવું, શિકા-
ર કે ચોરી ન કરવી, મધ માખણ,માં-
સ, મદિરા તથા કંદમૂળ આદિ અભ-
ક્ષ્ય પદાર્થો ન ખાવા,સદા સત્ય બોલ-
વું; એ શિષ્ટ પુરૂષોનાં આચરણ
જાણવાં.

૩ સમાન કુળ તથા શીલવાળા અન્ય ગો-
ત્રીય સાથે વિવાહ કરવો:—બ્રાહ્મણે
બ્રાહ્મણ સાથે,ક્ષત્રિયે ક્ષત્રિય સાથે,એ-
વી રીતે સૌ સૌએ પોતપોતાની જ્ઞાતિ
સાથે કન્યા લેવાદેવાનો વ્યવહાર રા-

ખવો. જેણે ન ખાવાલાયક પદાર્થો છોડી દીધા હોય તથા જેની લક્ષ્મી, ભાષા અને પહેરવેશ. સરખો હોય અને જેનો વંશ અન્ય ઉત્તમ પુરૂષથી ઉતરી આવેલો હોય તેની સાથે વિવાહનો સંબંધ જોડવો.

૪ છ શત્રૂઓનો ત્યાગ કરવોઃ—પરસ્ત્રીસેવન તે કામ, ગુસ્સો કરવો તે ક્રોધ, પૈસો મેળવવાની વધતી જતી તીવ્ર ઇચ્છા તે લોભ, અહંકાર કરવો તે માન, બીજાને દુઃખી કરી ખુશી થવું તે હર્ષ અને જ્ઞાતિ, કુળ, બળ, રૂપ, તપ, લક્ષ્મી, વિદ્યા અને લાભ એ આઠ પ્રકારની વસ્તુનો અહંકાર કરવો તે

મદ કહેવાય છે. એ છ વૈરીને જીતવા.

૫ ઇંદ્રિયોનો જય કરવોઃ—પાંચે ઇંદ્રિયોને પહેરવા ઓઢવામાં ખાવાપીવામાં, પુષ્પ અત્તર આદિ સુંઘવામાં, નાટકાદિ જોવામાં અને શૃંગારિક ગાયનો વગેરે સાંભળવામાં છૂટી મૂકી દેવી નહિ પણ તેને વશ રાખવી-કબજે કરવી. સ્પર્શેન્દ્રિય, રસેંદ્રિય, ઘ્રાણેંદ્રિય, નેત્રેંદ્રિય, અને શ્રોત્રેંદ્રિય એ પાંચ ઇંદ્રિયો જાણવી. તેનાં બીજાં નામ-શરીર, જીભ, નાક, આંખ અને કાન છે.

૬ ઉપદ્રવવાળા સ્થાનનો ત્યાગ કરવોઃ-જ્યાં પોતાના રાજ્યથી કે બીજાના રાજય તરફથી ભય રહેતો હોય તેવાં ત-

થા જ્યાં દુકાળ તથા મરકી આદિમ-
હા રોગો ફાટી નીકળ્યા હોય તેવાં ગા-
મ, નગર વગેરેનો ત્યાગ કરી બીજે
સ્થળે રહેવા જવું.

૭ નઠારા પાડોશવાળા, અતિ ગુપ્ત, અતિ
પ્રકટ અને પેસવા નીકળવાનાં અનેક
દ્વારવાળા ઘરમાં રહેવું નહિઃ—રહે-
વાનું ઘર સારા પડોશવાળું હોવું
જોઇએ. શોધતાં મુશ્કેલી પડે તેવું તે
મજ તદ્દન જાહેર રસ્તા ઉપર અને
પેસવા તથા નિકળવાનાં ઘણાં બાર-
ણાવાળું ઘર ન હોવું જોઇએ.

૮ સર્વ પ્રકારનાં પાપથી બ્હીવુંઃ—પાપ
કરવાથી આ જગત્માં નિંદા થાય છે

અને બીજા ભવમાં નરક વગેરેનાં મ-
હા દુઃખો ભોગવવાં પડે છે.

૯ દેશાચાર પાળવો:—જે દેશમાં વસતા
હોઇએ તે દેશ પ્રમાણે ખાવું પીવું ત-
થા પહેરવું ઓઢવું અને રીતરીવાજ
રાખવા જેથી નિંદાપાત્ર ન થવાય. પણ
તે સર્વ ધર્મથી વિરૂદ્ધ ન હોવું જોઇએ.

૧૦ કોઇના અવર્ણવાદ ન બોલવા:—સાધુ,
સાધ્વી, શ્રાવક, શ્રાવિકા, રાજા.પ્રધા-
ન, ભંડારી અને કોટવાળ વગેરે કોઇ
પણ મનુષ્યની. નિંદા ન કરવી.

૧૧ આવક પ્રમાણે ખર્ચ કરવો:—પેદાશ
કેટલી છે ? તેનો વિચાર કર્યા વગર
આંખો મીંચીને ખર્ચ કરનાર બહુ

દુઃખી થઇ જાય છે માટે આવક કરતાં કાંઇક ઓછો ખર્ચ રાખી થોડું પણ બચાવવું.

૧૨ પોતાના ધન પ્રમાણે વેશ રાખવોઃ– શાહૂકારે શાહૂકારને લાયક અને ગરીબે ગરીબને લાયક કપડાં લત્તાં વગેરે પહેરવાં, એથી ઉલટીરીતે પહેરવાથી લોકો મશ્કરી અને નિંદા કરે છે.

૧૩ માતા પિતાની સેવા ભક્તિ કરવીઃ– માતા પિતાનો આપણા ઉપર ઘણો ઉપકાર છે, તેનો બદલો વાળવો અત્યંત મુશ્કેલ છે, માટે તેમની ખરા અંતઃકરણથી ચાકરી બરદાસ કરવી; તેમને કોઇ રીતે ઓછું

ન આવવા દેવું અને તેમની જે જે ઇ-
ચ્છાઓ હોય તે પૂરી પાડી તેમને
દરેક રીતે સંતોષ આપવો, એ ખરા
પુત્રની ફરજ છે. તેથી ઉલટી રીતે વ-
ર્તનાર કુપુત્ર કહેવાય છે અને તેઓ
જગત્માં કયારે પણ સુખી હોતા—થ-
તા નથી.

૧૪ ગુણીજનોનો સંગ કરવો—જેવી સો
બત તેવી અસર થાય છે, સારાની
સોબતથી આપણે સુધરીએ છીએઅને
નઠારાની સોબતથી આપણે બગડી-
એ તે તદ્દન સાચી વાત છે. માટે નઠા-
રાની સોબત કદી પણ નહિ કરતાં
સારા માણસનીજ સોબત રાખવી.

૧૫ કરેલો ઉપકાર જાણવો:-કોઇએ આપણા ઉપર ઉપકાર કર્યો હોય તો તેનો પોતાનાથી જે રીતે બને તે રીતે બદલો વાળી આપવો,ગુણચોર કદી થવું નહિ

૧૬ અજીર્ણ હોય ત્યારે ભોજન કરવું નહિ:—રોગ માત્રનું મૂળ કારણ ખાધેલું ન પચ્યું હોય તેજ છે. તેવી સ્થિતિ હોય ત્યારે જરૂર જેટલો વખત બીલકુલ ન ખાવું અથવા હલકું ખાવું.

૧૭ વખતસર ભોજન કરવું:—જમવાના વખતમાં મોડું ન કરવું પણ ક્ષુધા લાગી છે કે નહિ તે તો પ્રથમ તપાસવું. જે ખોરાક પોતાને માફક આવતો હો-

ચ તેજ ખાવો, જમતી વખતે ફીકર ચિંતા છોડી આનંદથી બરાબર ચાવીને જમવું. ખોરાક સ્વાદિષ્ટ હોય તોપણ હદ ઉપરાંત ન જમવું, આવી રીતે વર્તનાર કદી માંદો પડતો નથી.

૧૮ વ્રતધારી અને જ્ઞાનવૃદ્ધ પુરૂષની સેવા કરવીઃ–જેઓ ધર્મિષ્ટ હોય, બોધવાળા હોય, ડાહ્યા હોય એવાઓની ભક્તિ કરવી તથા બહુમાન કરવું. વયે કરી વૃદ્ધ હોય તેનો પણ વિનય સાચવવો અને તેઓના કહ્યા પ્રમાણે કરવું. વિદ્વાનોના સદા દાસ થઇ રહેવું.

૧૯ નિંદિત કાર્યમાં પ્રવર્તવું નહિઃ–જે કામ કરવાથી આ લોકમા સમજુ મા-

ણુસો આપણી નિંદા કરે તથા પરલો-
કમાં આપણી માઠી ગતિ થાય તેવું
કામ ન કરવું.

૨૦ ભરણ પોષણ કરવા યોગ્યનું ભરણ
પોષણ અવશ્ય કરવું:—માતાપિતા,
સ્ત્રી, પુત્ર, પરિવાર તથા પોતાને આ
ધારે રહેલાં અન્ય સગાંવ્હાલાં તથા
નોકર ચાકરનું ખાનપાન તથા કપડાં
લત્તાં વગેરેથી યોગ્ય રીતે રક્ષણ કરવું.
માબાપ વગરનાં લાગતાં વળગતાં છો-
કરાંઓને ખાસ આધાર આપવો અને
તેમને સારે રસ્તે ચ્હડાવવા.

૨૧ દરેક કામ વિચાર કરીને કરવું:—કોઇ
પણ કામની શરૂઆત કરતાં પહેલાં

તેનું પરિણામ શું આવશે ? તેનો વિચાર કરી પછી તે કામ લેવું અગર ન લેવું. માથે ઉપાડેલું કામ અધુરૂં ન મુકવું પણ પાર પાડવું.

૨૨ હંમેશાં ધર્મ સાંભળવો:–ગુરૂ પાસેથી સદા ધર્મનું શ્રવણ કરવું અથવા સારાં સારાં પુસ્તકો નિરંતર વાંચવા. એથી આપણી દરેક પ્રકારે ચડતીઅને કલ્યાણ થાય છે. નકામો વખત ન ગાળવો.

૨૩ પ્રાણી માત્ર ઉપર.દયા રાખવી:–ન્હાનાથી મ્હોટા સુધી દરેક જીવ ઉપર દયા રાખવી. દરેક જીવને સુખ થાય તેમ કરવું, આપણા વચનથી પણ

કોઇને શોક સંતાપ ન થવો જોઇએ. ખરા જૈનનો એ ધર્મ છે,

૨૪ બુદ્ધિના આઠ ગુણ ધારણ કરવાઃ— શાસ્ત્ર સાંભળવાની ઇચ્છા કરવી, શાસ્ત્ર સાંભળવું,;તેનો અર્થ સમજવો; તે યાદ રાખવો, તેમાંથી પ્રશ્ન ઉઠાવવો, પ્રશ્નનો ખુલાસો મેળવવો, પછી તેમાં શંકા ન રાખવી અને છેવટે અમુક હકીકત આમજ છે એમ નક્કી કરવું. આ બુદ્ધિના આઠ ગુણ છે.

૨૫ ગુણીજનનો પક્ષપાત કરવોઃ—સદ્ગુણી માણસોને દરેક પ્રકારે સહાયકરવી તેઓનું દુઃખ દુર કરવું અને તેઓ કારણ વિના નિર્દોષપણે કયાંઇ ફસાઇ

પડયા હોય તો તેમાંથી તેમને ગમે તેટ-
લી મહેનતે તથા ખર્ચે પણ છોડાવવા.

૨૬ હંમેશાં અકદાગ્રહી થવું:-'મારૂં તે સાચું ' એમ ન ગણતાં 'સાચું તે મારૂં" એમ ગણવું પણ ખોટી વાતને હઠ કરી પકડી ન રાખવી. પોતાની ભૂલ હોય અને બીજો જણાવે તો વણી ખુશીથી તે કબુલ કરી ( પોતાની ભૂલ ) સુધારવી. દુરાગ્રહી ન થવું.

૨૭ નિરંતર વિશેષ જ્ઞાન મેળવવું:-દિવસે દિવસે પોતાના જ્ઞાનમાં થોડો પણ વધારો કરવો. દુનીયામાં જાણવાનું ઘણું છે તેથી વિદ્યા મેળવવામાં સંતોષ ધારણ ન કરવો, સંસારરૂપી

શાળામાં નવું નવું જાણવાને અંગે સદા વિદ્યાર્થી થઇને રહેવું.

૨૮ અતિથિ,સાધુ તથા દીનજનોનો યથા યોગ્ય સત્કાર કરવો:—મેમાન આવ્યા હોય તેની ખાતર-બરદાસ કરવી મુનિરાજ પધાર્યા હોય તેમને અને કોઇ દુઃખી માણસ આંગણે આવી ચડયો હોય તો તેને બની શકેતો દિલાસો આપી હરકોઇ પ્રકારે તેનું દુઃખ દૂર કરવું પણ આંગણે આવેલા કોઇનો તિરસ્કાર કરવો નહિ.

૨૯ પરસ્પર હરકત ન આવે એવી રીતે ત્રણ વર્ગ સાધવા-ધર્મ કરવાના વખતે,

ધર્મ કરવો; પૈસા પેદા કરવાના વખતે પૈસા પેદા કરવા અને ઇચ્છિત પદાર્થ ખાવા પીવા તથા પહેરવા ઓઢવા વગેરેથી સુખ તથા આનંદ મેળવવાના વખતે તે કરવું. કહેવાની એ મતલબ છે કે ધર્મ કરવાના વખતે પૈસા પેદા કરવાથી ધર્મને હરકત પહોંચેછે અને પૈસા પેદા કરવાના વખતે ધર્મ કરવાથી પૈસા પેદા કરવાના કામને હરકત પહોંચે છે, તેજ પ્રમાણે ખાવા પીવા વગેરેથી આનંદમેળવવાના વખતે ધર્મ અગર પૈસા પેદા કરવામાં આવે-તો તેને (આનંદ મેળવવાના કામને) હરકત પહોંચે છે. સંસારમાં આ ત્રણે

બાબતની જરૂર છે, તેથી કોઇનાથીકો-
ઇને હરકત ન પહોંચે એવી રીતે આ-
ખા દિવસમાં વખત બાંધી, જે વખતે
જે કામ કરવાનું હોય તે વખતે તે ક-
રવું. એક બીજા વર્ગને બાધા થવા ન
દેવી.

૩૦ નિષેધ કરેલા દેશમાં જવું નહિ અને
મના કરેલા વખતે કામ કરવું નહિઃ–
જે દેશમાં જવાની શાસ્ત્ર રજા ન આ-
પતાં હોય તથા રાજાએ મના કરેલી
હોય તે દેશમાં જવું નહિ. તેમજ જે
વખતે જે કામ કરવાની ના પાડીહોય
તે વખતે તે કામ કરવું નહિ. તેમ ક-
રવાથી લાભને બદલે હાનિ થાય છે.

૩૧ સ્વપરના બળ તથા અબળનો વિચાર કરવો:–કોઇ સાથે ચર્ચામાં કે યુદ્ધમાં ઉતરવું હોય કે કોઇ કામ હાથપર લેવું હોય ત્યારે તે તે કાર્યો કરવામાં પોતાનું તથા બીજાનું બળ કેટલું છે? નિર્બળતા કેટલી છે? તેનો વિચાર કરવો, પછી જેમ ઠીક લાગે તેમ કરવું.

૩૨ જનસમૂહના મતને માન આપવું:– જે કામ કરવાથી બહુ લોકથી વિરૂદ્ધ થઇ જવાતું હોય તો તે કાર્ય ન કરવું. એવું કાર્ય કદાચ સારૂં હોય તોપણ જો તેથી લોકો ઉશ્કેરાઇ જતા હોય તો તે વખતે કાળક્ષેપ કરવો અગર વખત પ્રમાણે વર્તવું, શાન્તિથી લોકમતકે-

ળવવો, સારા વખતની રાહ જોવી અ-
ને તેવો વખત આવ્યે તે કામ કરવું.

૩૩ સદા પરોપકોર કરવો:—શરીર નાશ
પામનારૂં છે—જીંદગીનો ભરોંસો નથી
એમ સમજી દરેક જીવનું જે રીતે બ-
ની શકે તે રીતે ભલું થાય તેટલું કરી
લેવું-જેટલું ભલું કર્યું હશે તેટલુંજ
બીજી ગતિમાં જતાં સાથે આવશે એ
ચોક્કસ સમજવું.

૩૪ લજ્જાળુ થવું:—દરેક કામ કરતી વ-
ખતે પોતાની આબરૂની સંભાળ પહે-
લી રાખવી એવું કામ ન કરવું કે
જેથી આપણી આબરૂ ધૂળમળી જા-
ય ! અને આપણા કુળને કલંક લાગે

. બેસે ! અથવા આપણે શરમાવું
.ડે.

૩૫ સૌમ્ય દૃષ્ટિ થવું:–કયારે પણ ગુસ્સે ન થવું, મુખ ઉપર સદા શાન્તતા ધારણ કરવી જેથી બીજા લોકો આપણું મુખ જોઇ આનંદિત થાય, એટલુંજ નહિ, પણ પોતાની અંદર રહેલા ક્રોધ, અ-દેખાઇ તથા વૈર વગેરેનો ત્યાગ કરવો.

આ માર્ગાનુસારીના ૩૫ ગુણો ધર્મ-સંગ્રહ ગ્રંથને અનુસારે લખવામાં આવ્યા છે. જે જીવો એવા ગુણોવાળા હોય તેને ધર્મ પામવાની લાયકાતવાળા સમજવા.

॥ श्री सद्गुरुभ्यो नमः ॥

# छुटक महा वाक्यो.

१ पुरुषमां शिरोमणि पुरुष ते ज के
जे धर्मनुं आराधन करे.

२ दरेक धर्मक्रियामां शुभ भावना
रुप अमृतना बिंदुओनुं क्षेपन
करता रहेशो, तो ज तमने क्रिया
यथार्थ फळ देनार थशे.

३ सर्प जेम कांचळी छोडी जवाथी

નિર્વિષ થતો નથી તેમ તમે પણ ઉપરનોજ વિકાર છોડી કર્મરૂપ વિષથી નિર્વિષ થવા ચાહશો તો તે તમને યથાર્થ ફાયદાકારક થશે નહિ.

૪ આપણે જેનાથી પ્રથમની મુલાકાતમાં જ અપમાન પામ્યા હોઇએ તેનાથી ફરી માન પામવું દુર્લભ છે.

૫ જ્યાં સુધી અસ્થિ મજ્જામાં—હાડની મજ્જામાં ધર્મ સ્પર્શ્યો નથી ત્યાં સુધી ધર્મનો સ્વાદ કેવો છે તે તમે જાણી શકવાના નથી.

૬ તમે ગમે તેટલા રૂપાળા હશો તો પણ વિદ્યા વિના સભાનું ભૂષણ

થઇ શકશો નહિ.

૭ મધુર અને કોમળ વચન વૈરીના અંતઃકરણને પણ કુમળું કરી નાંખે છે.

૮ આ તો અમે ઘણી ચોકસી કરી જોયું છે કે અપરાધ કર્યા છતાં પણ કોપે નહિ એવા પુરૂષ દુનિયામાં થોડા જ છે.

૯ દ્રષ્ટિરાગી થવા કરતાં ગુણાનુરાગી થવું વધારે સારૂં છે.

૧૦ આ તો ખાત્રી જ રાખજો કે પુણ્ય વિના દુનિયામાં જશ મળતો નથી.

૧૧ જશ કીર્ત્તિના ખપી થવા કરતાં આત્મહિત ઉત્પન્ન થવાના ખપી

થવું એ વધારે શ્રેષ્ટ છે.

૧૨ અરે ! જેને માટે તમે ઘોર પાપ કરવામાં જોડાયા છો તે તમને કષ્ટ પડે છોડાવવાનાં નથી.

૧૩ આ એક લઘુ પ્રશ્નનો ઉત્તર આપશો, કે કોના મનોરથે સર્વ પ્રકારથી સુખ ભોગવ્યું અને દુઃનિવાર્ય કાળથી કોને વિટમ્બના નથી થઇ ?

૧૪ જો તમને દુઃખથી કંપારો છુટતો હોય અને સુખની ઇચ્છા થતી હોય તો ધર્મરૂપી કલ્પવૃક્ષની સેવના કરો.

૧૫ જો તમે અધ્યાત્મપણું સંપાદન ક-

રવું ચાહતા હો તો પહેલાં સ્તુતિ અને નિંદામાં સમપરિણામ રાખતાં શીખો.

૧૬ નમ્રતા, નયજ્ઞતા, નિર્દંભતા અને નિરાગતા એ ઉત્તમ પુરૂષોમાંજ હોય છે.

૧૭ ધૃતિ, ધાર્મિકતા, અને ધારણાશક્તિ એ ત્રણ મનુષ્યોને શુભગતિનું સૂચવન કરાવે છે.

૧૮ જો તમારે વાદજ કરવો હોય તો ધર્મવાદજ કરજો, પરંતુ શુષ્કવાદ અને વિવાદ કરશો નહિ.

૧૯ જેઓએ કામરૂપી મહામલ્લથી વિજય મેળવ્યો તેઓએ એક અપે-

ક્ષાએ સઘળાં કર્મોથી વિજય મે-
ળવ્યો, એમ કહેવામાં કંઇ બા-
ધક નથી.

૨૦ હું એ અવસ્થાને બહુ પસંદ કરૂં
છું કે જ્યારે આપણે શૂન્ય અર-
ણ્યમાં—અટવીમાં જઇ પર્યંકાસ-
નથી ધ્યાનારૂઢ થયા હોઇએ, જે
વખતે આપણાં ખોળામાં હરણી-
ઓનાં નાનાં નાનાં બચ્ચાં આવી
આવીને નિઃશંકપણે બેસતાં હોય
અથવા તો બુઢાં હરિણો આપણને
ઝાડનાં ઠુંઠાં જેવાં જાણી આપણું
શરીર ખાજ કરવાના ઉપયોગમાં
લેતા હોય છતાં આપણને જરા
પણ અરૂચી આવે નહિ.

૨૧ આ તે કઇ જાતનો સ્નેહ કે પર્વત કરતાં અધિક ભોજન અને સમુદ્ર કરતાં વધારે પાણી—આપણે ભવાંતરથી ખાતા અને પીતા આવ્યા છતાં આપણને તેનાપર અરૂચી આવતી નથી.

૨૨ જો તમે તમારી મહત્વતાને અખંડિત રાખવા ચાહતા હો તો કોઇ પાંસે જઇ કાંઇપણ વસ્તુની માગણી કરશો નહિ.

૨૩ છાપાના કોતરેલા અક્ષરોની પેઠે ધર્મક્રિયા પ્રથમ તો અવળી લાગવાથી ઉલટી માલમ પડશે, પરંતુ સંપૂર્ણ થઈ યથાર્થ રીતે ગોઠવાઇ

જ્યારે આગલા જન્મમાં સુલટી થશે ત્યારે કેવી સુખ આપનાર થશે તે લખવાને આ લેખણુ તદ્દન અશક્ત છે.

૨૪ આ જન્મમાં જે સદ્‌ગુરૂઓએ અમૂલ્ય જ્ઞાન આપી મારા ઉપર પરમ ઉપકાર કર્યો છે તેનો બદલો વારંવાર તાબેદાર થઇ હું કયારે આપીશ એ મારો મોટા મનોરથ છે.

૨૫ જેમ દુધમાં ઘૃત, તલમાં તેલ, અને કાષ્ટમાં અગ્નિ સત્તાપણે ગુપ્ત રહ્યાં છે, તેમ શરીરમાં આત્મા પણ સત્તાપણે ગુપ્ત રહ્યો છે.

૨૬ જ્યાં સુધી જરાવસ્થા પ્રાપ્ત થઇ

નથી ત્યાં સુધી; બનતા પ્રયાસે આત્મહિત કરી લેવું.

૨૭ 'ધર્મનું મૂળ વિનય અને પાપનું મૂળ 'વ્યસન' આ કોટિ ગ્રંથોનો સાર છે.

૨૮ અસ્વાધ્યાયના વખતમાં સ્વાધ્યાય કરવાથી બુદ્ધિની ન્યૂનતા થાય છે.

૨૯ જેમ ધર્મ કરતી વખતે વધારે ધર્મ કરનાર તરફ ખ્યાલ કરવો ઉચિત છે, તેમ પાપ કરતી વખતે વધારે પાપ કરનાર તરફ કરવો ઉચિત નથી.

૩૦ જેમાં પાછળથી દુઃખ તે સુખ નહિ. આ વાકય સર્વ બુદ્ધિમાનોએ માન્ય કર્યું છે.

૩૧ વૈરીને પણ થતું દુઃખ દેખીને હર્ષિત થશો નહિ.

૩૨ જેમ સારા વૈદ્યના કહેવા પ્રમાણે ચાલવાથી દ્રવ્ય વ્યાધિનો નાશ થાય છે તેમ સદ્‌ગુરૂના વચન પ્રમાણે ચાલવાથી જન્મ મરણરૂપ ભાવવ્યાધિનો નાશ થાય છે.

૩૩ અંતઃકરણથી સર્વે પ્રાણી ઉપર કરૂણાભાવ. વિધિવિધાનથી સદ્‌ગુરૂની સેવા, અને શુદ્ધ પ્રકારથી શિયળનું રક્ષણ, એ ત્રણ પુન્યાનુબંધી પુન્યનાં હેતુ છે.

૩૪ મન વિષમ થવાથી ધાતુ વિષમ થાય છે, અને ધાતુ વિષમ થવાથી

શરીર વિષમ થાય છે, માટે નઠારા વિકલ્પો કરી મનને વિષમ કરશો નહિ.

૩૫ અરે નિર્દય મન! બીજા પ્રાણીજ· નો તને કદાપિ નપુંસકલિંગી જાણી શક્તિ વિનાનું ગણતા હશે પણ હું તો તારૂં વ્યવહારથીજ નપુંસકપણું માન્ય રાખી નિશ્ચયથી તો તને મહા ક્રૂર પુરૂષ જાણું છું; કેમકે મારા ઉત્તમ વિચારોથી તું ઉલટું ચાલી મને જેટલો ગેરફાયદો કરે છે તેટલો બીજો કોઇ પણ કરવાને સમર્થ નથી.

૩૬ નાયક વિનાની સેના અને પતિ

વિનાની સ્ત્રીથી બહુ ડરતા રહેજો.

૩૭ જે એક વિદ્યામાં કેળવણી પામી નિપુણ થાય છે તેને બીજી વિદ્યામાં નિપુણતા મેળવતાં વાર લાગતી નથી.

૩૮ ક્ષમારૂપી ખડ્ગ સદા પાસે રાખજો તો તમને ક્રોધરૂપી દુર્જન કંઇ કરી શકનાર નથી.

૩૯ જે જે પ્રકારના વિકલ્પો તમારા અંતઃકરણમાં ઉત્પન્ન થાય તે તે સઘળાને તમે બહાર પ્રકાશ કરશો તો પછી તમારામાં ને ઘેલા પુરૂષમાં કંઇ પણ તફાવત રહેશે નહિ

૪૦ પારકું અન્ન, પારકું વસ્ત્ર, પારકી

શય્યા, પારકું ઘર, પારકી સ્ત્રી—દૂર-
થીજ દૂર રાખજો:

૪૧ શોકરૂપી શત્રુને જો બહુ વખત
નિકટ ( પાસે ) રાખશો તો તમારી
બુદ્ધિ, હિમ્મત અને ધર્મ એ ત્રણ
વસ્તુનો જડમૂળથી નાશ થશે.

૪૨ મહાપુરૂષો કેવળ સંસર્ગદોષથી
વિકૃત થતા નથી, જુઓ! ચંદ-
નના વૃક્ષને ઝેરી સર્પોનો સંસર્ગ
છતાં પણ તે ઝેરી થતા નથી.

૪૩ જો સમુદ્ર મર્યાદા છોડે તો સજ્જ-
નપુરૂષ સજ્જનતા છોડે.

૪૪ દરેક વખત પોતાનામાં અનુકંપા-
રૂપ ગુણને બહુ સાવચેતીથી જા-

ળવી રાખવો.

૪૫ અનુકંપારૂપ દાનનો કોઇ જગ્યાએ શાસ્ત્રકારોએ નિષેધ કર્યો નથી. વિચાર કરો, મહાવીર ભગવાન સંસાર છોડી નિઃસ્પૃહી થયા તોપણ દેવદુષ્ય વસ્ત્ર દેતી વખતે પોતાનો અનુકંપા ગુણ છોડયો નહિ.

૪૬ શું કરીએ, જેટલું કર્મ આપણે સંવર કરી શુભ ધ્યાનથી નિર્જરા કરીએ તેટલું પાછું આશ્રવ શત્રુઓ દાખલ કરે છે; એટલેજ આપણે લાચાર થઇ યથાર્થ રીતે આત્મહિત કરી શકતા નથી.

૪૭ રાગદ્વેષાદિ ભાવરોગ તો સદ્આગ-

મથી અર્થાત્ જ્ઞાનથીજ દૂર થાય છે. પરંતુ ચિત્તની પુષ્ટિ અને શુદ્ધિ તો ક્રિયાજ કરે છે. શાસ્ત્રકારોએ આ હેતુથીજ જ્ઞાન અને ક્રિયા બંને ઉપાદેય ( આદરવાં યોગ્ય ) કહ્યાં છે.

૪૮ યદ્યપિ સમ્યકત્વધારી પૂર્વોપાર્જીત કર્મના યોગથી આશ્રવકાર્યમાં જોડાઇ જાય તોપણ તેમાં તેઓ ભાવથી શુન્યજ રહે છે; કેમકે જેવા તેઓ ધર્મક્રિયામાં આસકત હોય છે એવા પાપક્રિયાંમાં આસકત હોતા નથી. આ હેતુથીજ તેઓની મુકિત જૈન સિદ્ધાંતોમાં વર્ણન કરી છે.

૪૯ જ્યાં તમારો આદરસત્કાર ન થતો હોય, ગુજરાન ચાલતું ન હોય, અને વિદ્યાની લેશમાત્ર પણ પ્રાપ્તિ ન હોય ત્યાં એક રાત્રિ પણ વાસ કરશો નહિ.

૫૦ જે દિવસથી તમને નેત્રનો અને ખાંસીનો રોગ શરૂ થાય તે દિવસથી તમો મૈથુન સેવવું બંધ રાખશો તોજ તમારો રોગ અસાધ્ય થશે નહિ.

૫૧ અગ્નિ, પાણી, સ્ત્રી, સર્પ, મૂર્ખ અને રાજકુળ આ છ વસ્તુને નિરંતર નિકટ રાખશો તો તેમાંથી કદી તમારા પ્રાણ રહેવા મુશ્કેલ થઇ પડશે.

૫૨ જો તમે તમારામાં લુબ્ધતા અને લંપટતાની વૃધિ થતી દેખો તો જાણી જજો કે હવે આપણી લઘુતા થવાનો સમય નીકટ (પાસે) આવ્યો છે.

૫૩ જો તમે તમારા પ્યારા મિત્રોની સાથે સ્નેહ રાખવા ચાહતા હો તો જ્યારે તે કોપીત થાય ત્યારે તમે શાંત રહેજો.

૫૪ હે ધ્વજા પતાકા સમાન ચંચળ મન, હવે હું બહુ અકળાઇને કહું છું કે તું શા માટે મારી આત્મસ્થિતિને વિષમય કરી મારાથી ન સહન થાય એવું અવ્યક્ત દુઃખ દઈ

ઉંડા નિઃશ્વાસ મુકાવે છે. મેં તારૂં એટલું નથી બગાડયું કે જેટલું તું મારૂં બગાડે છે.

૫૨ અરે, તે સુખોને શું કરવા કે જે સેવ્યાથી પછવાડે દુઃખના પર્વતો ખડા થઇ પડવાના છે?

૫૬ તમે તમારૂં દુઃખ તેનીજ પાસે જઇને કહેજો કે જે તમારા દુઃખને મટાડવાને શકિતમાન હોય.

૫૭ દરેક વખત પોતાના સાત્વિક ગુણને બહુ સંભાળથી રાખો. કેમકે બત્રીશ લક્ષણવાન્ પુરૂષમાં પણ સાત્વિક ગુણની બહુ ઉપયોગિતાછે

૫૮ આ તો ખાત્રીજ રાખજો કે નિર્ભ-

ચપણે ધર્મ કરનારને ત્રણ ભુવ-
નમાં કાંઇ પણ વસ્તુ અસાધ્ય નથી.

૫૯ ધર્મ શ્રવણ કરવામાં જે નિરાદર-
તા ધરાવતો હોય, તત્ત્વ રસનો
સ્વાદ લેવાને જેને સદા અરૂચિ
રહેતી હોય અને વિના કારણ પણ
જે સદા ધાર્મિક પુરૂષ ઉપર કોપીત
રહેતો હોય તેને કહી દો કે ભાઇ?
તને દુર્ગતિનો બહુ કાળ સુધી
વિરહ રહેશે નહિ.

૬૦ જ્યાં સુધી તમારા ભાગ્યનો ઉદય
થયો નથી, ત્યાં સુધી તમારી વિદ્યા,
વિનોદ, કાવ્ય, અલંકાર અને ધૈ-
ર્યાદિક ગુણો પ્રકાશિત થવાના નથી.

૬૧ જો તમારે ધર્મનો શીઘ્ર નિશ્ચય કરવો હોય તો શાસ્ત્રનું બહુમાન કરો અને સારાં આચરણથી ચાલો.

૬૨ હે વીતરાગ ! આવી નિર્વિકારી, મનોહર અને શાંત મુદ્રા કયાંથી શોધી કહાડી ? જે હું આખી દુનિયાના દેવોમાં જોઇ વળ્યો પણ મળીજ નહિ.

૬૩ કડવું વચન, કુમતિ, કૃપણતા અને કુટીલતા એ ચાર મોટા દુર્ગુણો જયારે દૂર થશે ત્યારેજ તમને ખરેખરી રીતે ધર્મની પ્રાપ્તિ થશે.

૬૪ જિનપૂજા, રાગદ્વેષે કરી રહિત એવા જિન, તેમની સેવાભક્તિ,

જીવરક્ષા, દયા, જીતેન્દ્રિયપણું જ-
યશકિત, અને જયપ્રાપ્તિ એ ઉ-
ત્તમ પુરૂષોમાંજ હોય છે.

૬૫ હે અર્હંત! મારે કાંઇ તમારા શા-
સનની શ્રદ્ધાના, પક્ષપાતથી, અને
અન્ય મતના શાસન ઉપરના દ્વેષ
ભાવથી તમારામાં રૂચિ થઇ નથી;
કિંતુ આપ્તત્વપણાની પરીક્ષાએ
તારામાં રૂચિ કરાવી છે.

૬૬ પ્રભુતા. પ્રિયપણું, પરોપકાર અને
પંડિતતા એ પુણ્યના ઉદયથી
મળે છે.

૬૭ હે જિન! મારા અંતઃકરણની
ગુપ્ત વાતો પણ સઘળી તું જાણે

છે તો હું વધારે ઉચ્ચાર કરી શું કહું ?

૬૮ મિત્રના ત્રણ પ્રકાર છે, પોતાનો મિત્ર તે મિત્ર, મિત્રનો મિત્ર તે મિત્ર, અને પોતાના શત્રનો શત્રુ તે પણ મિત્ર.

૬૯ શત્રુના પણ ત્રણ પ્રકાર છે. પોતાનો શત્રુ તે શત્રુ, પોતાના મિત્રનો શત્રુ તે શત્રુ અને પોતાના શત્રુનો મિત્ર તે પણ શત્રુ.

૭૦ હે કામ ! આ ભોળા મનુષ્યે તને પોતાની પાંચ ઇંદ્રિયો સોંપી દીધી તો પણ હજી તું અતૃપ્ત થઇ તે ઓના મનને પજવવા દોડે છે, એ

તે તારી કેવી નિર્લજ્જતા ! બી-
જાની મિલ્કત ઉપર પણ દાવો ક-
રતાં ન અટકવું એ તને કયા વ-
કીલે સલાહ આપી છે ?

૭૧ જે વાતને આપણે તદ્દન અનુપાદેય
( છાંડવા યોગ્ય ) જાણી છોડી દેવા
ચાહીએ છતાં ન છોડીએ તો પછી
તેમાં કર્મનો ઉદય જાણવો.

૭૨ એકલી શાસ્ત્રી લીપીનુંજ માન
કરવું અને બીજીઓનું ન કરવું
એમ વિચારી ગુજરાતી, ફારસી,
ઇંગ્રેજી, લાટીને અને મરાઠી વિગેરે
લીપીનું અપમાન કરશો નહિ; કે-
મકે જેટલો હક્ક શાસ્ત્રી લીપી ધરાવે

છે, તેટલોજ હક્ક જ્ઞાનઅંશમાં બીજીઓ પણ ધરાવે છે.

૭૩ ઘણા બુદ્ધિમાનો બેઠા હશે તેમાં પણ વધારે બુદ્ધિમાન ઉપર સર્વની નજર ખેંચાશે. જુઓ આકાશમાં અનેક ગૃહ, નક્ષત્ર અને તારાઓના ચળકતાં વિમાનો દેખાતાં છતાં પણ ચંદ્રમા ઉપર સર્વની દ્રષ્ટિ વધારે ખેંચાય છે.

૭૪ સાક્ષાત્ સરસ્વતીરૂપ જ્ઞાનદાતા ગુરૂનો પ્રત્યુપકાર ભોજન દેવાથી અથવા હીરામાણેકનું દાન દેવાથી વળી શકતો નથી; કિંતુ તેઓએ દીધેલા જ્ઞાન કરતાં વધારે જ્ઞાન

જ્યારે આપણે તેઓને દઇએ ત્યા-
રેજ વળી શકે છે. તે તો બનવું
અત્યંત દુર્લભ છે. માટેજ ગુરૂઓ
( જ્ઞાનદાતા ) નો પ્રત્યુપકાર કર-
વાને મનુષ્યો સમર્થ થતા નથી.

૭૫ હે નીરાગી નાથ! હું ઈંદ્ર, ચંદ્ર,
સૂર્ય કે ચક્રવર્તીની પદવી ચાહતો
નથી; કિંતુ મારા આત્મગુણને
પ્રગટ કરનાર નિર્મળ સમ્યકત્વ-
રત્ન ચાહું છું.

૭૬ મોક્ષાભિલાષીને આટલું સદા આ-
દરવા યોગ્ય છે-સમ્યકત્વરત્ન,
જિનપૂજા, સદ્ગુરૂ નામ, સત્ક્રિયા,
સામાયિક, પૌષધ, કરૂણાભાવના,

પરોપકારવૃત્તિ, તત્ત્વ વાતનું ચિં-
તવન, સુશાસ્ત્રનું પરાવર્તન, વિ-
નય, દમન, સુશીયળ, વ્રત અને
યથાશક્તિ તપક્રિયા.

૭૭ વિદ્વાનો ! તમારૂં અનહદ પરાક્રમ,
મંત્ર, જંત્ર કે તંત્ર, ચિંતામણિ
કામધેનુ કે કલ્પવૃક્ષ જો તમારો
પુણ્યનો ઉદય નથી થયો તો કદાપિ
તમને ફળ દેનાર થશે નહિ આ
ખાત્રીપૂર્વક જાણજો.

૭૮ તમને કષ્ટ પડે ત્યારે ચિંતા ન ક-
રતાં ધૈર્ય રાખજો, કેમકે ચિંતા
કાંઇ કષ્ટ દૂર કરવાનું ઔષધ ન-
થી. ચિંતાથી તમારી ચતુરાઇ ઘ-

ટશે અને ચતુરાઇના અભાવે તપ, જપ, નિયમ કોને આધારે રહેશે? શમ, દમ અને સમાધિ કોને અવલંબશે ? માટે તે વખતે ધૈર્ય રાખી ધર્મ કરવો એજ શ્રેષ્ઠ છે.

૭૯ સંયોગ અને વિયોગ, સંપદા અને વિપદા, ભોગ અને ભોગાંતરાય, સુખ અને દુઃખ, આ સઘળું શુભાશુભ કર્મના ઉદયથી થાય છે એમ જ્ઞાની પુરૂષોએ વારંવાર બતાવ્યાં છતાં આપણે હર્ષ, શોક કરી વૃથા કર્મબંધન કરી લઇએ છીએ. આ આપણી કેવી ( મેરૂ પર્વત જેવડી ) મોટી ભૂલ છે.

૮૦ સર્વ દુઃખ સહન કરી શકાય છે પણ પ્રિયજનના વિરહથી ઉત્પન્ન થયેલું દુઃખ સહન કરી શકાતું નથી.

૮૧ જેને દેખીને તમારો કોપ શાંત થઈ જાય અને સ્નેહની ઉત્પત્તિ થાય તેને તમે જાણી લેજો કે આ તમારા પૂર્વજન્મનો સ્નેહી છે.

૮૨ જેને દેખીને તમારો સ્નેહ ઓછો થઇ જાય અને કોપ વૃદ્ધિને પામે તેને તમે જાણી લેજો કે આ તમારા પૂર્વ જન્મનો કોઇ વિરોધી છે.

૮૩ મુમુક્ષુ (મુનિ) જનોને અતિ ઉત્કટ શૃંગારરસનું શ્રવણ પ્રથમ-

થીજ વર્જવું બહેતર ( સારૂં ) છે, કેમકે તે રસનું શ્રવણ કરી ફક્ત એક કેવળજ્ઞાની અને નપુંસકજ વિકૃતિભાવને પામતા નથી.

૮૪ જો તમારે આખી દુનિયાને વશ કરી લેવી હોય તો પરના અવગુણમાં ન પેસતાં ગુણ ગ્રહણ કરો, મિષ્ટ અને સ્વપર હિતકારી વચન બોલો તથા ઉદારતા ગુણની વૃદ્ધિ કરો.

૮૫ હે જીવ ! જ્યાં સુધી તારા શરીરમાં મોટા રાજરોગ ઉત્પન્ન થયા નથી, જરાવસ્થા નિકટ (પાસે) આવી નથી અને ઇંદ્રિયો શિથિલ થઇ

નથી ત્યાં સુધીમાં આ દેહરૂપ ઘર-
માંથી જે સુકૃત વસ્તુ ખેંચી લેવાય
તે ખેંચી લે; પછી કાળરૂપી અગ્નિ
લાગ્યા બાદ તારો ઉદ્યમ હાંસીને
પાત્ર થશે.

૮૬ જો તને સુંદર સ્ત્રીનાં પ્રેમવાળા
નેત્રની સાથે દ્રષ્ટિ મેલાવી પોતા-
ના મનને તૃપ્તિ આપવાની ઇચ્છા
ઉત્પન્ન થાય તો પહેલેથીજ માંડી
વાળજે, કેમકે સ્ત્રીનાં કામવાળાં
નેત્રની સાથે તમારાં પ્રેમયુક્ત નેત્ર
મળવાથી તમને અને તેણીને તૃપ્તિ
થવાની નથી; બલકે અતૃપ્તિ તો
જરૂર થશે. આ હેતુથીજ જ્ઞાની

પુરૂષોએ મોહનીય કર્મની બહુ વિચિત્રતા કહી છે.

૮૭ જે પુરૂષ સ્ત્રીના અને જે સ્ત્રી પુરૂષના અંતઃકરણમાં વિના પ્રયત્ને રૂચિથી અથવા સ્નેહભાવથી પેસી જાય છે તેને ખેંચી કાઢવાને ઇંદ્ર પણ સમર્થ નથી. ધન્ય છે એક વીતરાગના નિરાગી વચનને કે જેના શ્રવણ માત્રથી ઉકત અવસ્થામાં પડેલાં પણ પોતાની મેળે ખેંચાઇ બહાર આવે છે.

૮૮ જેમ સોનાની પરીક્ષા ચાર પ્રકારથી થાય છે, તેમ ધર્મ તેનાં વચનો સાંભળવાથી, તેનો અનુભવ

મેળવવાથી, તેના તપ તેજથી અને તેની દયા તથા ગાંભિર્યાદિ ગુણો-થી જાણી જવાય છે કે આ ઉત્ત-મમાં ઉત્તમ છે.

૮૯ શું કરીએ, આપણે દુષમકાળ-સ્થાયી, અલ્પ શકિતવાળા મનુષ્યો ચિંતવન કરીએ છીએ કાંઇ અને થઇ પડે છે કાંઈ, માટે હવે તો એક જ્ઞાનીદ્રષ્ય ભાવને અનુ-સરી હર્ષ વિષાદમાં ન પડવું એજ નિશ્ચય કરો.

૯૦ જે ઝાડની નીચે શીતળ છાયા લેવાના ઇરાદાથી આવીને બેઠા તેમાંથીજ કૃષ્ણ (કાળા) સર્પના

ડંખવડે ડસાયા. આ વાતનો કોને દોષ દઇએ ?

૯૧ હે જીવ ! વિકરાળ કાળથી પણ તને ભય લાગતો નથી શું ? ભુવનપતિ, વાણવ્યંતર, ચંદ્ર, સૂર્ય આદિ વિમાનવાસી, જ્યોતિષી, સુધર્માદિ દેવલોક નિવાસી વૈમાનીક, છખંડ ત્રાતા ચક્રવર્તી, વાસુદેવ, બળદેવ અને મહા શૂરવીર સુભટો પણ કાળની ગેરહાજરીમાં દાખલ થયા નથી ત્યારે તું શા માટે મગરૂબી કરે છે ?

૯૨ જ્યારે શૃંગાર સજેલી સ્ત્રી પોતાની મુષ્ટિમાં અથવા તો કરગ્રહિત ભાજનમાં દેવવસુ લઇ યાચકજનોને દેવા

આવે છે ત્યારે યાચકજનો જેમ તે સ્ત્રીના ઉપર દ્રષ્ટિ કરે છે તેમ હે મુનિજનો ! તમે પણ ભિક્ષા સમયે ગૃહસ્થના ઘરોમાં અટન કરતાં સ્ત્રીના ઉપર દ્રષ્ટિ ન કરશો, કિંતુ પિંડેષણા ( શુદ્ધ પિંડ ) ઉપર કરજો.

૯૩ સત્ય છે, સજ્જન પુરૂષો વિપદ્દા પડે પણ અનુચિત આરંભી થતા નથી.

૯૪ હજી પણ ભરતખંડના મનુષ્યોને સાબાશી આપવી ઘટે છે કે જેઓ સાક્ષાત્ તીર્થંકર, સામાન્ય કેવળી અને અવધિ તથા મનઃપર્યવ વિગેરે પ્રત્યક્ષ જ્ઞાનીઓનો વિયોગ છતાં પણ વચનનોજ ( ફક્ત આગમોક્ત ) આ-

ધાર લઇ મોહરાજાની સામે બહાદુ-
રીથી લડે છે, આ થોડું આશ્ચર્ય છે?
૯૫ આ અમારૂં બહુ વિચાર સાથે કહેવું
થયું છે કે સર્વનું ઔષધ છે પણ
મૂર્ખનું ઔષધ નથી.
૯૬ અરે! તમે બીજાની અન્યોઅન્ય
બંધાયેલી પ્રીતિને અદેખાઇથી તોડવા
જાઓ છો, પણ વિચાર કરો, જે
આ જન્મની પ્રીતિ છે તે પણ તમે
તોડાવી શકતા નથી તો જન્માંતરની
બંધાઇ આવેલી પ્રીતિ કેમ તોડાવી
શકશો? માટે શાંત થાઓ! શાંત
થાઓ!
૯૭ આપણે (હસતાં હસતાં) 'શું તારા

હાથ ભાંગી ગયા છે ! શું તું આં-
ધળો થયો છે !' આવાં આવાં કઠોર
વચન કહી જે કઠોર કર્મ બાંધીએ
છીએ તે પરભવમાં ઉદય આવે રૂદન
કરતાં પણ છુટવાં મુશ્કેલ થઇ પડશે,
માટે વચન બોલો તે ઘણા વિચા-
રીને બોલો.

૯૮ મનુષ્યો સુઇ રહે છે પણ તેનો પુણ્ય-
રૂપી દિવો થઇ રહેતો નથી.

૯૯ ૧ જનની ( માતા ), ૨ જન્મભૂમિ,
૩ પ્રાતઃકાળની મીઠી નિદ્રા, ૪ કોમળ
વચનથી બંધાયેલી મિત્રતા, અને
પાંચમો પ્રિયજન, આ પાંચને બહુ
મુશ્કેલીથી છોડી શકાય છે.

૧૦૦ આપણે આ સંસાર રૂપી નાટકમાં નટની પેઠે અનેક પ્રકારના વેશ લાવી લાવીને થાક્યા, હવે તો એવો વેશ લાવો કે જેથી મુક્તિ રૂપી સ્ત્રીના વલ્લભ રહીએ.

૧૦૧ હે જીવ ! તું તારી ઉંચી અથવા નીચી પ્રાપ્ત થયેલી અવસ્થાને જોઇ હર્ષ શોક શા માટે કરે છે ? ધ્યાન દે, ગાડીનાં પૈડાં તરફ જે ભાગ હાલ ઉંચો થયેલો છે તે અનુક્રમે નીચો આવશે અને નીચો થયેલો છે તે અનુક્રમે ઉંચો આવશે, માટે મધ્યસ્થતા રાખી આત્મહિત સંપાદન કર.

૧૦૨ ચહાય તો મોટા પર્વતના શિખર ઉપર આરૂઢ થઇ જાઓ, સમુદ્રને પેલે પાર ચાલ્યા જાઓ, અથવા પાતાળમાં ચાલ્યા જાઓ, તોપણ તમને તમારૂં શુભાશુભ કર્મ કેમ છોડશે ?

૧૦૩ વનમાં અનેક પંખીઓના એક સાથે થતા અવાજમાંથી પુસ્કોકીલ પંખી જેમ પોતાના જેવો મધુર અવાજ સાંભળી પોતાના બચ્ચાંનું અનુમાન કરી લે છે તેમ ગુરૂ પણ પોતાના શિષ્યનું નીતિયુક્ત મધુર વચન સાંભળી તેની ઉત્તમતાનું અનુમાન કરી લે છે.

૧૦૪ ભોજનઅર્થી પુરૂષ જેમ મક્ષિકા વિનાનું સ્થાનક પસંદ કરે છે તેમ સમાધિના અર્થી પુરૂષો સ્ત્રી વિનાનું સ્થાનક પસંદ કરે છે.

૧૦૫ દોરંગી અને દિવાની દુનિયાનો વિશ્વાસ શો? ઘડીમાં આમ બોલે ને ઘડીમાં તેમ બોલે, માટે આપણે ઉભય (બન્ને) લોક હિતકારી ચાલતું કામ બંધ રાખો નહીં.

૧૦૬ ખરૂં છે, ભાગ્યરહિત જનો અવસર આવે વસ્તુનો લાભ લઇ શકતા નથી . કહ્યું છે કેઃ—

ભાગ્યહીનકો ના મીલે,
બડી બાતકો ભોગ,

દ્રાક્ષપાક જબ ફાગમાં,
તબ કાગકો રોગ ॥ ૧ ॥

૧૦૭ જે ધી (બુદ્ધિ)માન્ થઇ પૈસાદા-
રથી દબાય છે અને તેની મિથ્યા
સ્તુતિ કરવા પ્રવર્ત્તે છે, તે શ્રુત-
દેવી ( સરસ્વતીનો ) ખરો પુત્ર
નથી.

૧૦૮ આપણને પ્રત્યક્ષ તો ભગવાન રી-
ખવદેવ કે મહાવીર, વિષ્ણુ, શીવ
કે બ્રહ્મા કોઇ પણનજરે આવતું
નથી, પણ તેઓનું સ્વરૂપ અને
તેઓના ગુણ, તેઓનાંજ પ્રણીત
કરેલાં આગમોથી જાણ્યા પછી
તેની સર્વજ્ઞતાનું અનુમાન કરો.

૧૦૯ જો કાણા ઘડામાં પાણી અને ચા-
રણીમાં સૂક્ષ્મ આટો ઘણીવાર ટકે
તોજ સ્ત્રીના હૃદયમાંરહસ્યની વાત
ઘણીવાર ટકે. માટે પુરૂષોએ સ્ને-
હમાં આવીને પણ સ્ત્રીને રહસ્ય
કહેવું નહિ.

૧૧૦ કાંઈ બૌધો અમારા શત્રુ નથી,
સાંખ્યો મિત્રો નથી, જિનેશ્વરે કાંઇ
આપ્યું નથી, અને કૃષ્ણાદિ મતા-
વલંબીઓએ અમારૂં કાંઇ ચોરા-
વ્યું નથી, છતાં અમે જે જિનેશ્વ-
રોમાં આસક્ત થયા, છીએ તેનું
એજ કારણ છે કે સદા જગતને
હિતોપદેષ્ટા અને યુક્તાયુક્ત વચન

વક્તા જિન સિવાય બીજો કોઇ મા-
લમ પડતો નથી.

૧૧૧ એક દેવનું શરીર ગૌરીથી અધિ-
ષ્ટીત છે, એક દેવનું મસ્તક ગંગા-
થી અવગાહિત છે, એક દેવનું વ-
ક્ષસ્થલ લક્ષ્મીથી અલંકૃત છે અને
એક દેવનું નિર્વિકારી શરીર યોગ
સમાધિથી અલંકૃત છે. કહો, હવે
પરમાત્માની પદવીનો અધિકારી
કોણ ?

૧૧૨ અષ્ટાદશ દૂષણથી રહિત અરિહંત
મારા દેવ, સુસાધુ મારા ગુરૂ, અને
જિનપ્રણિત તત્ત્વ મારે પ્રમાણ
આવો જે અંતઃકરણમાં શુભ ભાવ

ઉત્પન્ન થયો તેનુંજ નામ સમ્યક્ત્વ છે.

૧૧૩ ઇંદ્રપણું, ચક્રવર્તીપણું, અન્ય હુકમ હોદ્દા વિગેરેનું ઠકુરાઇપણું પામવું સુલભ છે પણ એક અમુલ્ય સમ્યકત્વરત્ન પામવું જીવને બહુ દુર્લભ છે.

૧૧૪ સમકિત પામ્યા પછી જીવને અર્ધપુદ્ગળ પરાવર્ત્તન ( ઘણોજ થોડો કાળ ) સંસાર ભ્રમણ કરવો રહેછે

૧૧૫ સમકિત અવસ્થામાં જીવ વૈમાનિક વિના બીજી ગતિનું આયુષ્ય બાંધે નહિ, પણ જો સમકિત પામ્યા પહેલાં અન્ય બીજી કોઇ ગતિનું

આયુષ્ય બાંધી લીધું હોય તો તે ગતિમાં જવું પડે.

૧૧૬ સમકિત અવસ્થામાં કરેલી સત્ક્રિયાજ જીવને મુક્તિ દેનાર થાય છે.

૧૧૭ અતિચાર દૂષણયુક્ત અનુષ્ઠાન કરતાં કરતાં કોઈ કોઇ દિવસ નિરતિચાર અનુષ્ઠાન પણ બની આવશે.

૧૧૮ સામાયિકમાં બેસી જે પુરૂષ સ્વજન પરજનમાં અને નિંદા પ્રશંસામાં સમભાવ રાખશે તેનું જ સામાયિક મોક્ષના હેતુભૂત થશે.

૧૧૯ તમારૂં મન સામાયિકમાં ન ટકતું હોય તો તમારા મગજને કંટાળો

ન આવે અને મનને લોભાવે એવું રસિક શાસ્ત્ર વાંચવું શરૂ કરો.

૧૨૦ એક પુરૂષ પ્રતિદિન લાખ ખાંડી સુવર્ણનું દાન કરે છે, અને એક પુરૂષ શુદ્ધ ભાવથી યથાવિધિ સામાયિક કરે છે. આ બંનેમાં વધારે પુણ્યાનુબંધી પુણ્યની પ્રાપ્તિ સામાયિક કરનારને છે

૧૨૧ આજ્ઞાખંડનકારી પુરૂષ યદ્યપિ મહાનુભુતિ સંયુક્ત તીર્થંકર ભગવંતની ત્રિકાળ પૂજા કરે અથવા મુનિપણું લઇ ગૌતમસ્વામી સદ્દશ ક્રિયા કરે તો પણ નિરર્થક થાયછે.

૧૨૨ જેમ મૃતક ( મરી ગયેલાં ) શરી-

રને શૃંગારવું અને અરણ્યમાં (અ-
ટવીમાં) રૂદન કરવું નિષ્ફળ છે,
તેમ વીતરાગની આજ્ઞારહિત સર્વ
અનુષ્ઠાન નિષ્ફળ છે.

૧૨૩ કોઇ પુરૂષ ક્રોડ સોનૈયાનું દાન દે
અને કોઇ પુરૂષ સુવર્ણમય જિન-
ભુવન કરાવે, બન્નેને જેટલું પુન્ય
થાય તેટલું પુન્ય મન, વચન અને
કાયાથી બ્રહ્મચર્યવ્રત પાળનારને
થાય.

૧૨૪ જેમ રાજાની આજ્ઞાનો ભંગ કર-
વાથી આ લોકમાં મનુષ્યને ધન
વિગેરેનો દંડ થાય છે તેમ સર્વજ્ઞ
ભગવાનની આજ્ઞાનો ભંગ કરવા-

થી જીવને પરલોકમાં અનંત સં-
સારભ્રમણને દંડ થાય છે.

૧૨૫ પર્વતો ચળાયમાન થાય પણ
સર્વજ્ઞનું વચન ચળાયમાન
થાય નહિ.

૧૨૬ ઉપકારને વિસ્મરણ કરી અપકા-
રને સ્મરણ કરવાની શકિત દુર્જ-
નના અંતઃકરણને જીતે છે.

૧૨૭ અંતઃકરણની મલીનતા રાખી બ-
હારથી શાંત પ્રકૃતિ રાખનાર કરતાં
તામસી પ્રકૃતિવાળા મનુષ્યને તમે
વધારે ઉત્તમ ગણજો; કેમકે તામ-
સી પ્રકૃતિવાળો અંતઃકરણની શાં-
તિ ઇચ્છનાર અને પ્રતિપક્ષી(શાન્ત

પ્રકૃતિવાળો) બહારની શાન્તિ ઇ-
ચ્છનાર છે.

૧૨૮ જ્યાં સુધી તમે રાગકેશરીને અને
દ્વેષગજેન્દ્રને વશ કર્યા નથી ત્યાં
સુધી સંસા.અટવીનો તપ પાર
પામી શકવાના નથી.

૧૨૯ જેઓ સમુદ્રની મેખલા પર્યંત ભૂ-
મિનું નિષ્કંટક રાજ્ય કરનાર હતા
તેઓને પણ એકવાર એવો વખત
આવી ગયો કે જેઓને ભોજનને
માટે વીંટી અને બાજુબંધો વેચ-
વા પડ્યા ત્યારે આપણને આ તુચ્છ
વિપદાથી આશ્ચર્ય શેનું ?

૧૩૦ કદાચિત્ સ્ત્રી પ્રતિકૂળ વર્તણુકવા-

ળી હોય તોપણ પુરૂષોએ પોતાની સ્ત્રીને મારવી નહીં, કેમકે તેથી કલેશ ઉત્પન્ન થાય છે અને કલેશથી ઘરની લક્ષ્મીનો નાશ થાય છે, માટે તેની સાથે મૌન રહી પ્રથક (જુદી) શય્યા કરશો તો તે થોડી શિક્ષા નથી.

૧૩૧ નિશ્ચય નયથી આત્મા નિર્લેપ છે અને વ્યવહાર નયથ આત્મા સલેપ છે.

૧૩૨ નિશ્ચય નયને અંતરંગમાં ધારણ કરી વ્યવહાર નય પ્રમાણે મોક્ષસાધનમાં પ્રવર્તમાન થવું આ હેતુ પુષ્ટ કરવા લાયક છે.

૧૩૩ હે મુનિઓ ! મોહરાજાની સાથે તાજું વૈર કરી નિકળ્યાછો તો હવે દ્રવ્યથી અથવા ભાવથી કદી એકલા રહેશો નહિ.

૧૩૪ દુર્જનનું ચરિત્ર ખરેખર રીતે દુર્જન જાણે છે.

૧૩૫ જ્યાં સ્નેહ છે ત્યાં બહુ દુઃખ છે. જ્યાં સુધી સ્નેહ બધાણો નથી ત્યાં સુધીજ સુખ છે.

૧૩૬ સ્નેહનું બંધન તોડવાને હજાર હાથી અને હજાર ઘોડા લાવવા પણ વ્યર્થ છે–અર્થાત તે બંધન પોતાના સિવાય કોઇ તોડી શકાશે નહીં.

૧૩૭ સ્ત્રી મોહરાજાની રાજધાની છે એ

વાત ખરી છે, પરંતુ જો તેના શરીરના અંદરના ભાગનો દેખાવ બહાર દેખવામાં આવે તો તેજ સ્ત્રી ધર્મરાજાની રાજધાની થઇ પડે.

૧૩૮ રે જીવ ! જેને તારે જીતવા છે તે તને જીતનીય છે. વિચાર કર ! વિચાર કર !

૧૩૯ ગેરઉપયોગથી અર્થ કરનારને શાસ્ત્ર પણ શસ્ત્ર થઇ પડે છે.

૧૪૦ કોઇની હાંસી કરશો નહિ. હાંસી કરવાથી માઠું પરિણામ આવે છે.

૧૪૧ બહુ વ્યવસાયવાળાને ( વ્યાપારવાળાને ) જઇ પુછો. હે ભાઇ ! તમને આથી કેટલું સુખ છે. જો કહે તદન દુઃખ તદન દુઃખ, તો

પછી આપણે તે વ્યવસાય ( વ્યાપાર )થી દૂર રહેવા કેમ ઉદ્યમી ન થવું જોઇએ ?

૧૪૨ પ્રાતઃકાળમાં જેવું નિર્મળ ધ્યાન થઇ શકે છે, તેવું બીજા સમયમાં થઇ શકતું નથી.

૧૪૩ જે જમીનના હાલમાં આપણે માલીક થયા છીએ તે જમીનના પૂર્વ કાળે કેટલા માલીક થઇ ગયા અને આવતા કાળમાં કેટલા થશે તેનો વિચાર કરી પછી ગર્વ કરવો હોય તો કરજો.

૧૪૪ પંડિત પુરૂષે મૂર્ખ, દુર્વિદગ્ધ, સ્ત્રી

અને બાળક એ ચારનો કદિ પણ વિશ્વાસ કરવો નહિ.

૧૪૫ જો તમારે જ્ઞાનનું ખરેખરી રીતે આરાધન કરવું હોય તો બનતે પ્રસંગે જ્ઞાનની અને જ્ઞાનીની વિનયભક્તિ કરો અને લઘુનીતિ, વડી નીતિ, સ્નાન, મૈથુન અને ભોજન કરતી વેળાએ શબ્દ ઉચ્ચારણ ન કરશો.

श्री सद्गुरु चरणार्पणमस्तु.

આ પરમત્તત્વ છે તેનો મને સદાય નિશ્ચયરહો. તે યથાર્થ સ્વરૂપ મારાહૃદયવિશે પ્રકાશ કરો; મારા જન્મમરણાદિ બંધન અત્યંત નિવૃત્તિ થાઓ. હે જીવ ! આ

ક્લેશરૂપી સંચારથી વિરામ પામ, વિ-
રામ પામ. કાંઇક વિચાર, પ્રમાદ છોડી
જાગ્રત થા, જાગ્રત થા. નહિતો રત્નચિં-
તામણિ જેવો આ મનુષ્યદેહ નિષ્ફળ
જશે. હે જીવ ! હવે તારે સત્પુરૂષની
આજ્ઞા નિશ્ચયે ઉપાસવા યોગ છે.

શ્રી ૐ શાન્તિઃ ! શાન્તિઃ ! શાન્તિઃ !

## ચોવિશ તીર્થંકરનાં નામ.

૧ લા ઋષભદેવ (એમનું બીજું નામ આદીશ્વર), ૨ જા અજિતનાથ, ૩ જા સંભવનાથ, ૪ થા અભિનંદનસ્વામી, ૫ મા સુમતિનાથ, ૬ઠ્ઠા પદ્મપ્રભ, ૭મા સુપાર્શ્વનાથ, ૮ મા ચંદ્રપ્રભ, ૯ મા સુવિધિનાથ [એમનું બીજું નામ પુષ્પદંતછે], ૧૦માશીતળનાથ, ૧૧મા શ્રેયાંસનાથ, ૧૨મા વાસુપુજ્યસ્વામી, ૧૩ મા વિમળનાથ, ૧૪ મા અનંતનાથ, ૧૫મા ધર્મનાથ, ૧૬ મા શાન્તિનાથ, ૧૭મા કુંથુનાથ, ૧૮મા અરનાથ, ૧૯ મા મલ્લીનાથ, ૨૦ મા મુનિસુવ્રતસ્વામી, ૨૧મા નમિનાથ, ૨૨મા નેમિનાથ એમનું બીજું નામ અરિષ્ટનેમિ), ૨૩મા

પાર્શ્વનાથ અને ૨૪ મા મહાવીરસ્વામી [ એમનું બીજું નામ વર્ધમાનસ્વામી ].

---

## ચોવિશ તીર્થંકરોનાં લાંછન.

૧ ઋષભદેવનું વૃષભ [ બળદ ].
૨ અજિતનાથનું હસ્તી [ હાથી ].
૩ સંભવનાથનું અશ્વ [ ઘોડો ].
૪ અભિનંદનસ્વામીનું કપિ (વાંદરો).
૫ સુમતિનાથનું ક્રોંચપક્ષી.
૬ પદ્મપ્રભપ્રભુનું પદ્મ [ કમળ ].
૭ સુપાર્શ્વનાથનું સ્વસ્તિક [સાથીયો].
૮ ચંદ્રપ્રભપ્રભુનું ચંદ્ર.
૯ સુવિધિનાથનું મગરમચ્છ.
૧૦ શીતળનાથનું શ્રીવચ્છ.
૧૧ શ્રેયાંસનાથનું ખડગી [ ગેંડો ].

૧૨ વાસુપૂજ્યસ્વામીનું મહિષ (પાડો).
૧૩ વિમળનાથનું વરાહ ( ભૂંડ ).
૧૪ અનંતનાથનું સીંચાણોપક્ષી.
૧૫ ધર્મનાથનું વજ્ર.
૧૬ શાન્તિનાથનું મૃગ ( હરણ ).
૧૭ કુંથુંનાથનું છાગ ( બકરો ).
૧૮ અરનાથનું નદ્યાવર્ત સ્વસ્તિક
૧૯ મલ્લિનાથનું કુંભ ( કળશ ).
૨૦ મુનિસુવ્રતસ્વામીનું કચ્છપ (કાચબો)
૨૧ નમિનાથનું નાલોત્પલ (લીલું કમળ).
૨૨ નેમિનાથનું શંખ.
૨૩ પાર્શ્વનાથનું સર્પ.
૨૪ મહાવીરસ્વામીનું સિંહ.

## ચોવિશ તીર્થંકરના વર્ણ.

### વર્ણ—શરીરનો રંગ.

પદ્મપ્રભ અને વાસુપૂજ્યસ્વામીનો વર્ણ
રાતો છે.

ચંદ્રપ્રભ અને સુવિધિનાથનો વર્ણ ઉ-
જ્જ્વળ ( ધોળો ) છે.

મલ્લિનાથ અને પાર્શ્વનાથનો વર્ણ લીલો છે.

મુનિસુવ્રતસ્વામી અને નેમિનાથનો વર્ણ
શ્યામ [ કાળો ] છે.

બાકીના સોળે તીર્થંકરોનો વર્ણ કાંચન
જેવો [ પીળો ] છે.

---

### નવપદનાં નામ.

૧ લે પદે અરિહંત, ૨ જે પદે સિદ્ધ,

૩ જે પદે આચાર્ય, ૪ થે પદે ઉપાધ્યાય, ૫ મે પદે સાધુ, ૬ ઠે પદે દર્શન, ૭ મે પદે જ્ઞાન, ૮ મે પદે ચારિત્ર, ૯ મે પદે તપ.

---

## નવપદના વર્ણ.

અરિહંતનો વર્ણ ધોળો છે.
સિદ્ધનો વર્ણ રાતો છે.
આચાર્યનો વર્ણ પીળો છે.
ઉપાધ્યાયનો વર્ણ લીલો છે.
સાધુનો વર્ણ કાળો છે.
દર્શન જ્ઞાન, ચારિત્ર અને તપનો વર્ણ ધોળો છે.

નવે પદનું ધ્યાન ધરતી વખતે ઉપર મુજબ વર્ણો ગણવા.

## પ્રભુ દર્શન કરતી વખતે બોલવા યોગ્ય દૂહા.

પ્રભુદરિશનસુખસંપદા, પ્રભુદરિશનનવનિધ
પ્રભુદરિશનથીપામીએ, સકલપદારથસિદ્ધ ૧
ભાવે જિનવર પૂજીએ, ભાવે દીજીએ દાન,
ભાવે ભાવના ભાવીએ, ભાવે કેવળજ્ઞાન. ૨
જીવડા જિનવર પૂજીએ પૂજાનાં ફળ હોય;
રાજા નમે પ્રજા નમે, આણુ ન લોપે કોય. ૩
ફુલડાં કેરાં બાગમાં, બેઠા શ્રી જિનરાય;
જેમ તારામાં ચંદ્રમા, તેમ શોભે મહારાય. ૪
ત્રિભુવનનાયક તું ધણી, મહીમ્હોટોમહારાજ
મ્હોટેપુણ્યે પામીયો,તુજ દરિશન હું આજ.૫
આજમનોરથસવીફળ્યા,પ્રકટયાપુણ્યકલોલ,
પાપકરમ દૂરે ટળ્યાં, નાઠા દુઃખ દંદોલ. ૬

# प्रभुस्तुति करती वखते बोलवा योग्य श्लोको.

१

अद्य मे सफलं जन्म, अद्य मे सफला क्रिया;
शुभोदयो दिनोऽस्माकं, जिनेंद्र ! तव दर्शनात्.

२

तुभ्यं नमस्त्रिभुवनार्त्तिहराय नाथ !
तुभ्यं नमः क्षितितलामलभूषणाय !
तुभ्यं नमस्त्रिजगतः परमेश्वराय !
तुभ्यं नमो जिन ! भवोदधिशोषणाय ॥

३

अद्याभवत् सफलता नयनद्वयस्य,
देवत्वदीयचरणांबुज–वीक्षणेन;

अद्य त्रिलोकतिलक प्रतिभासते मे,
संसारवारिधिरयं चुलुकप्रमाणः ॥

४

पूर्णानंदमयं महोदयमयं, कैवल्यचिद्दृगमयम्;
रूपातीतमयं स्वरूपरमणं, स्वाभाविकीश्रीमयम्;
ज्ञानोद्योतमयं कृपारसमयं, स्याद्वादविद्यालयम्,
श्रीसिद्धाचलतीर्थराजमनिशं, वंदेऽहमादीश्वरम्.

५

प्रशमरस–निमग्नं, दृष्टियुग्मं प्रसन्नम्,
वदनकमलमंकः, कामिनीसंगशून्यः
करयुगमपि यत्ते, शस्त्रसंबंधवंध्यम्,
तदसि जगति देवो, वीतरागस्त्वमेव.

६

जिने भक्तिर्जिने भक्तिर्जिने भक्तिर्दिने दिने;
सदा मेऽस्तु सदामेऽस्तु, सदामेऽस्तु भवे भवे.

७

पाताले यानि बिंबानि, यानि बिंबानि भूतले;
स्वर्गे च यानि बिंबानि, तानि वंदे निरन्तरम्.

८

नेत्रानंदकरी भवोदधितरी, श्रेयस्तरोर्मंजरी;
श्रीमद्धर्ममहानरेंद्रनगरी, व्यापल्लताधूमरी;
हर्षोत्कर्षशुभप्रभावलहरी, रागद्विषां जित्वरा,
मूर्तिः श्रीजिनपुंगवस्य भवतु,श्रेयस्करी देहिनाम्

९

किं कर्पूरमयं सुधारसमयं, किं चंद्रराचिर्मयम,
किं लावण्यमयं महामणिमयं, कारुण्यकेलिमयम्;
विश्वानंदमयं महोदयमयं, शोभामयं चिन्मयम्,
शुक्लध्यानमयं वपुर्जिनपतेर्भुयाद्भवालंबनम्.

१०

दीनोद्धारधुरंधरस्त्वदपरो, नास्ते थदन्यः कृपा-
पात्रं नात्रजनेजिनेश्वरतथा,-ऽप्येतांनयाचेश्रियम्

किं त्वर्हन्निदमेव केवलमहो, सद्बोधिरत्नं शिवं,
श्रीरत्नाकरमङ्गलैकनिलय ! श्रेयस्करं. प्रार्थये-

११

यद्यस्ति नाथ भवदंघ्रिसरोरुहाणाम्,
भक्तेः फलं किमपि संततिसंचितायाः
तन्मेत्वदेकशरणस्य शरण्यभूयाः
स्वामी त्वमेव भुवनेऽत्र भवांतरेऽपि.

१२

सकलकुशलवल्लि–पुष्करावर्तमेघो,
दुरिततिमिरभानुः कल्पवृक्षोपमानः;
भवजलनिधिपोतः सर्वसंपत्तिहेतुः,
स भवतु सततं वः श्रेयसे शान्तिनाथः
श्रेयसे पार्श्वनाथः

# જૈન બાળકોને શિખવાયોગ્ય કેટલીએક ખાસ ઉપયોગી બાબતો.

## નવકારવાળી.

નવકારવાળીમાં ૧૦૮ પારા હોય છે તેનું કારણ પંચ પરમેષ્ટીના ૧૦૮ ગુણ છે તે છે. તે ગુણ આ પ્રમાણે:—અરિહંતના ૧૨, સિદ્ધના ૮ આચાર્યના ૩૬, ઉપાધ્યાયના ૨૫ અને સાધુના ૨૭. એકેક પારો મૂકતાં એકેક ગુણ યાદ કરાય છે. નવકારનાં પદ ૯ છે, તેથી છૂટી નવકારવાળી ગણતાં ૧૨ નવકાર ગણાય અને બાધી ગણતાં ૧૦૮ નવકાર થાય, કેમકે એક પારે એક નવકાર પૂરો ગણાય. નવકાર વાળી હૃદય સન્મુખ રાખી સ્થિર આસને, સ્થિર ચિત્તે

અંગુઠા ઉપર રાખી પહેલી આંગળીથી ગણવી. પૂરી ગણાઈ રહે એટલે ફેરવીને ગણવી પણ મેરૂનું ઉલ્લંઘન ન કરવું.

---

## સ્વસ્તિક.

પહેલાં ત્રણ રત્નરૂપ ૩ ઢગલી કરવી. પછી સ્વસ્તિક કરવો. પછી સિદ્ધશિલા અને સિદ્ધસ્થાન કાઢવું. સ્વસ્તિક ઉપર નૈવેદ્ય ( પતાસું, સાકર વગેરે ) અને શિદ્ધસ્થાંન ઉપર ફળ ( બદામ, સોપારી વગેરે ) મૂકવું. + નૈવેદ્ય તથા ફળ મ્હોટાં અને શોભિતાં હોવા જોઈએ કારણ કે તેથી આપણે મોક્ષ મેળવવું છે.

---

નોટ:—અહીં કેટલાએક કહે છે કે ચાર ગતિ પૂર્ણ કરી મોક્ષ ફળની પ્રાપ્તિની ઇચ્છાએ સ્વસ્તિક ઉપર ફળ મૂકવું અને અણાહારી પદ પ્રાપ્ત કરવા માટે નૈવેદ્ય સિદ્ધશિલા ઉપર મૂકવું.

જેવાં તેવાં:અને વીણીને ઝીણાં ફળ મૂકયાં હોય તો ફળ પણ થોડું જ મળે છે. સ્હડેલાં ફળ પૈસો મૂકીને લેવાય નહિ. સ્વસ્તિક કરીને બે હાથ જોડી સ્વસ્તિક ઉપર દૃષ્ટિ રાખી નીચે પ્રમાણે માગણી કરવી. "હે પ્રભુ! જ્ઞાન, દર્શન અને ચારિત્ર રૂપ ત્રણ રત્ન આપી નરક, તિર્યંચ, મનુષ્ય અને દેવ એ ચાર ગતિમાંથી મુક્ત કરી મને સિદ્ધસ્થાન મેળવવા શક્તિમાન્ કરો" ઘણું પુન્ય કરે તે દેવતા થાય. ઘણું ધર્મ કરે તે મોક્ષે જાય. શુભ કર્મ પુણ્ય કહેવાય અને કર્મનો ક્ષય થવો તે ધર્મ કહેવાય. દેવ ગતિ સુખ ભોગવવા માટે સારી છે પણ મોક્ષે જવા માટે મનુષ્ય ગાત ઉત્તમ છે, તેથી દેવતા પણ મનુષ્ય થવા ઇચ્છે છે. સિદ્ધ ગતિ પાંચમી કહેવાય પણ જયાં આઠમી ગતિ કહી હોય ત્યાં દેવ

દેવી, પુરૂષ સ્ત્રી, પશુ પક્ષીમાં નર માદા અને નારકી ( આમાં પુરૂષ સ્ત્રીનો ભેદ નથી, બધા નપુંસક હોય ), એ પ્રમાણે સાત ગતિ ઉણાય. બાદ આઠમી મોક્ષ ગતિ ગણાય. સિદ્ધશિલા વચ્ચે જાડી અને છેડે માખીની પાંખ જેવી પાતળી તેમજ સ્ફટિક રત્નની છે. તે ડાંડી ઉપર રહે તે પ્રમાણે (ઉંધી) ઉઘાડેલી છત્રીને આકારે ગોળ છે. કર્મનો નાશ કરી સિદ્ધ થાય તેનું સ્થાન સિદ્ધશિલા ઉપર અધર છે. સંસારનું કારણ કર્મ છે અને તે સિદ્ધ થનાર જીવે ખપાવ્યાં હોય છે એટલે સિદ્ધ પાછા સંસારમાં ન આવે.

## જિન દેવ દર્શન તથા પૂજા.

૧ રાજા પાસે જઇએ તેના કરતાં વિશેષ મર્યાદા પૂર્વક સંપૂર્ણ પોશાક પહેરી ઉત્તરાસંગ નાંખી જવું. જેમ તેમ અને જેવાં

તેવાં કપડાં પહેરી ઉત્તરાસંગ નાંખ્યા વિના દેવ ગુરૂ પાસે જવાય નહિ. કારણ કે દેવ અને ગુરૂ રાજા અને ઈંદ્ર કરતાં પણ ઘણાં મ્હોટા છે. આરતિ મંગળ દીવાથી પ્રકટાવાય અને તેન ઉતારતાં નાભિથી નીચે ન લઇ જવાય.

૨ પ્રભુના દર્શન કરવાથી સમ્યક્ત્વની પ્રાપ્તિ અથવા વિશુદ્ધિ થાય છે અને પરિણામે મોક્ષ મળે છે એટલે આપણે પ્રભુની જેવા થઇએ છીએ. પ્રભુની પૂજા કરવાથી આપણે પ્રભુની જેમ જગત્‌માં પૂજ્ય થઇએ છીએ.

૩ પ્રભુ દૂરથી દૃષ્ટિએ પડે ત્યારે બે હાથ જોડી **નમો જિનાય** કહેવું. દહેરાસરમાં પ્રવેશ કરતાં સંસારના વિચાર ત્યાગ કરવા રૂપ પહેલી નિસીહિ કહેવી. ( નિસીહિ એટલે ત્યાગ. ) બાદ ત્રણ પ્રદક્ષિણા ફરવી. મૂળગભારામાં પેસતાં બીજી નિસીહિ જિનમંદિરના સમાર કામ

સંબંધી તથા આશાતના દૂર કરવા સંબંધી વ્યાપાર ત્યાગ કરવા રૂપ કહેવી. પ્રભુની પૂજા આ અનુક્રમે કરવી.—જળ. ચંદન ( થોડું કેશર અને ઘણું સુખડ એમ મિશ્રિત ), પુષ્પ (અખંડ, પાંખડીયો કયારે પણ છૂટી ન કરાય), ધૂપ ( છેટેથી કરવો, પ્રભુની નજીક ન લઈ જવો ), દીપક, અક્ષત, નૈવેદ્ય અને ફળ, પહેલી ત્રણનો અંગ પૂજામાં અને છેલ્લી પાંચનો અગ્ર પૂજામાં સમાવેશ થાય છે. ચૈત્યવંદન ભાવ પૂજા કહેવાય છે, તે કરવા પ્રથમ ત્રણ ખમાસમણ દેવાં. નિસીહિયાએ સુધી ઉભાં ઉભાં કહેવું અને ભૂમિ સ્પર્શતાં બાકીના શબ્દો કહેવા. તે વખતે બે ઢીંચણ, બે હાથ અને મસ્તક ભૂમિએ અડવાંજ જોઇએ. બાદ પ્રભુ પૂજા સંબંધી કાર્ય ત્યાગ કરવા રૂપ ત્રીજી નિસીહિ કહી ચૈત્યવંદન કરવું. ખમાસમણ દીધાં પહેલાં જમીનને ત્રણ વાર રૂમાલ

વગેરે વતી પુંજવી અને પછી સ્વસ્તિક કરવાં. ચૈત્યવંદન કરતી વખતે પ્રભુ ઉપરજ દૃષ્ટિ સ્થાપવી. બીજે આજુ બાજુ ક્યાંઈ પણ જોવું નહિ. જેમાં પ્રભુના ગુણનું વર્ણન હોય તેવાંજ ચૈત્યવંદન, સ્તવન અને થોય કહેવાં. તીર્થ કે તિથિના મહિમાવાળાં સ્તવનાદિ પ્રતિક્રમણાદિ અવસરે કહેવાં, દહેરાસરમાં ન કહેવાં. પુરૂષ પ્રભુની જમણી તરફ અને સ્ત્રી ડાબી તરફ ઉભી રહી દર્શન કરે. ચૈત્યવંદન બીજાને હરકત પહોંચે તેવા ઉંચા સ્વરથી ન કરવું. દર્શન પૂજાની પૂર્ણતાનો હર્ષ જાહેર કરવા માટે અને 'તુંજ એક મારે દેવ છે' એમ જણાવવા માટે ઘંટ વગાડવો, પણ તે ધીમેથી વગાડવો. (કારણ ઉપર મુજબ) પ્રભુનો પ્રક્ષાલ પંચામૃતથી થાય. તેનાં નામઃ—દૂધ, દહીં, ઘી, સાકર અને પાણી. દૂધને ગાળવું જોઇએ. દહીંને છણવું જોઇએ. પંચામૃતમાં કેશર તથા ફૂલ

નાંખવાં. પૂજા નવ અંગે કરવી તેનાં નામઃ–
જમણો અને ડાબો ઢીંચણ, જમણું અને ડાબું
કાંડું, જમણો અને ડાબો ખભો, મસ્તક,
લલાટ, કંઠ, હૃદય અને નાભિ. દીપ પ્રભુની
જમણી તરફ અન ધુપ ડાબી તરફ ધૂપધા-
ણામાંજ મૂકવો. 'જાવંતિચેઇયાઇં, જાવંત કેવિ
સાહુ અને જયવીઅરાય' બે હાથ પોલા જો-
ડી મસ્તકે રાખી કહેવાં. 'આભવમખંડા' કહી
હાથ નીચે ઉતારી લેવા. બે હાથની દશ અંગુ-
લિ એક બીજાની અંદર રાખી કમળના ડોડાને
આકારે બે હાથ (કોણીને પેટ ઉપર સ્થાપી
ને) રાખી 'નમુત્થુણં' કહેવું. બીજાં દરેક સૂત્રો
બોલતી વખતે એજ પ્રમાણે હાથ રાખવા. કા-
ઉસ્સગ્ગ કરતી વખતે તથા બીજે પ્રસંગે ઉભા
રહેતી વખતે આગલા ભાગમાં ચાર અંગુલનું
અને પાછલા ભાગમાં કાંઇક ઓછું છેટું રાખી
પગ સ્થાપવા. દૃષ્ટિ નાસિકા ઉપર સ્થાપવી.

સમતા પ્રાપ્ત કરવી, એ સામાયિક કરવા-
નો હેતુ છે તેથી સામાયિક કરીને કોઇની નિંદા
કે નકામી વાતચીત કરવી ન જોઇએ પણ
વાંચવા તથા ભણવામાં તે વખત ગાળવો
જોઇએ. જીંદગી સુધી રોજ સામાયિક કરીએ
અને સમતાની પ્રાપ્તિ ન થાય તો સામાયિકનું
ખરૂં ફળ મળ્યું ન કહેવાય. મૂળ ગભારા પાસે
જઇએ કે તરતજ **जगत्त्रयाधार ! तुभ्यं नमः**
એ પાઠના ઉચ્ચાર સાથે શરીરને અર્ધું ન-
માવી પ્રભુને વંદન કરવું. નવપદ માંહેલા પ-
હેલાં બેનો દેવમાં, વચલા ત્રણનો ગુરૂમાં અને
છેલ્લાં ચાર પદનો ધર્મમાં સમાવેશ થાય છે.
નવ પદની પૂજા ભણાય ત્યારે પહેલા પદને
માટે અને છેલ્લાં ચાર પદને માટે ચોખા અને
શેષ ચાર પદને માટે અનુક્રમે ઘઉં, ચણાની
દાળ, મગ અને અડદ મંડળમાં પૂરવામાં

આવે છે. દેવીની પૂજા સૌ છેલ્લી કરવી અને તે પૂજાવાળા કેશરથી કોઇ પણ ભગવાનની પૂજા ન થાય. સામાયિક લેતાં આઠ અને પારતાં સાત સૂત્રો આવે. **नमो अरिहंताणं** કહીએ એટલે કાઉસ્સગ્ગ પૂરો થાય. **लोगस्स**ના દરેક કાઉસ્સગ્ગો **चंदेसु निम्मलयरा** સુધી ગણવા, **लघु** કે **बृहत्शांति** નો પૂરો ગણવો અને કુસુમિણ દુસુમિણનો કાઉસ્સગ્ગ ખરાબ સ્વપ્ન આવ્યું હોય તો **सागरवरगंभीर** સુધી ગણવો, નહિતર ઉપર લખ્યા મુજબ. નવકારશીનું પચ્ચખ્ખાણ સૂર્ય ઉગ્યા પછી બે ઘડી (૪૮ મીનીટ) એ પૂરૂં થાય. સાંજે ચઉવિહાર કરીએ તો પાણી ન પીવાય, તિવિહારમાં પ્રથમથી તપાસીને ઢાંકી રાખેલું પાણી પીવાય પણ તે એક પહોરની અંદર, પછી નહિ અને દુવિહારમાં મુખવાસ (સોપારી, એલચી વગેરે)

અને પાણી કલ્પે પણ બુંદનો કાવો કે બીડી વગેરે (જેથી અગ્નિનો આરંભ થતો હોય તે) ન કલ્પે. દિવસમાં થયેલાં પાપને દૂર કરવા માટે દેવસિ પ્રતિક્રમણ કરવામાં આવે છે. રાત્રિનાં પાપ દૂર કરવા માટે સવારે રાઈપ્રતિક્રમણ, પંદર દિવસનાં પાપ દૂર કરવા માટે દર ચઉદશે પાખી પ્રતિક્રમણ, ચાર માસનાં પાપદૂર કરવા માટે કારતક, ફાગણ તથા અષાડ માસની શુદી ચઉદશે ચઉમાસી પ્રતિક્રમણ અને બાર માસનાં પાપ દૂર કરવા માટે ભાદરવા શુદિ ૪ ને રોજ સંવચ્છરી પ્રતિક્રમણ કરવામાં આવે છે. કારણ યોગે ( અપવાદે ) દેવસી પ્રતિક્રમણ બપોરના બારથી રાત્રિના બાર વાગ્યા સુધી અને રાઈ પ્રતિક્રમણ રાત્રિના બારથી દિવશના બાર વાગ્યા સુધી થઈ શકે છે. વર્ષના ૩૬૦ દિવસને હિસાબે રાઈ પ્રતિક્રમણ ૩૬૦, દેવસી

પ્રતિક્રમણ ૩૩૫, પાખી પ્રતિક્રમણ ૨૧, ચઉ-માસી પ્રતિક્રમણ ૩ અને સંવચ્છરી પ્રતિ-ક્રમણ ૧ થાય. એક બાજુથી પ્રતિક્રમણ કર્યા કરીએ અને બીજી તરફથી પાપ કરવાં પણ ચાલુ રાખીએ તો તે પ્રતિક્રમણ કર્યા ન કર્યા જેવું ગણાય પણ ધીમે ધીમે પાપ કાર્યોમાં ઘટતા જઇએ તો પ્રતિક્રમણનું સુંદર ફળ મળે, એ ચોક્કસ સમજવું.

## શ્રી વીરજિન સ્તુતિ–રાગ કલ્યાણ.

સાહેબ જિનવર નમીએ પ્રીતે,
કરીએ વિનતિ વારંવાર;
સંસારે બહુ કાળ ભમ્યા પણ,
ક્યાંઇ ન આવ્યો પ્રભુજી પાર;
હવે તુજ શાસનનો રસ લેવા,
અંતર ઉછળે છે આવાર–સાહેબ. ૧

ગણુધરને ત્રિપદી સંભળાવી,
શાસ્ત્ર રચાવ્યાં અપરંપાર;
અમ બાળકપર કૃપા કરીને,
અમને આપો તેનો સાર–સાહેબ. ૨

પંચમ કાળે તુમ વિયોગે,
પ્રતિમા આગમનો આધાર;
પૂર્ણાનંદ પ્રતાપી અમને,
આપો તે બન્ને પર પ્યાર–સાહેબ. ૩

શાશનનાં શુભ કાર્યો કરવા,
અમને આપો શૌર્ય અપાર;
નસ નસ બળ આપી પ્રભુ અમને,
રોમ રોમ દ્યો ન્યાયાચાર–સાહેબ. ૪

એક વખત પ્રભુ અમ અંતરમાં,
વ્યાપી કાપો દુઃખ અપાર;
એજ અરજ વિભુ કરીએ તમને,

જ્ઞાનાનંદી પાઠશાળાના,
બાળકના સાચા આધાર;
તુજ કરૂણાની લહેરે રહીને,
મોક્ષ સુખ લેશું શ્રીકાર–સાહેબ. ૬

## શ્રી શાંતિ જિન સ્તુતિ–રાગ કલ્યાણ.

ૐ શ્રી શાંતિનાથ સમરીએ.
વિશ્વસેન નૃપ અચિરાનંદન;
નમન પૂજન સેવન કરીએ–ૐ શ્રી શાંતિ. ૧
પારંગતનું શરણુ ગ્રહીને;
માનવદેહ સફળ કરીએ–ૐ શ્રી શાંતિ. ૨
શાંતિ વિધાયક નામ રટનથી;
પરમ શાંતિપદ ઝટ વરીએ–ૐ શ્રી શાંતિ. ૩
ભક્તવત્સલ ભવસંતતિછેદક;
યાન પાત્ર સમ ભવદરીએ–ૐ શ્રી શાંતિ ૪

नाहं न तु मम मंत्र જપીને;
પુનિત પ્રભુ પગલે ચરીએ—ઓઁ શ્રી શાંતિ. ૫
દુર્લભ જિનગુણ અંગીકરીને;
જઈ વસીએ શિવમંદિરીએ—ઓઁ શ્રી શાંતિ. ૬

## શ્રી વીરજિન સ્તુતિ—રાગ કલ્યાણ.

ઉપકારી મહાવીર, અમારા ઉપકારી મહાવીર;
વંદન કરીએ વીર ! અમારા ઉપકારી મહાવીર
અષ્ટ કર્મરિપુ નાશ કરીને, સિદ્ધ થયા ભગવાન્;
તેમ કરી અમ તુજ બાળકડાં થઇશું તારી
સમાન—અમારા. ૧
તુજ ગુણગ્રામ હૃદયમાં ધરશું, રાખીશું તુજ નામ;
વિજય વાવટો જગ ફરકાવી, રચશું વિદ્યાધામ
અમારા. ૨
સ્યાદ્વાદ નય ભંગી પ્રમાણે, ઉત્તમ તત્ત્વનું જ્ઞાન;
ભણી ભણાવી સંતજનોનાં, ગાશું નિશદિન જ્ઞાન.૩

તુજ મંદિરમાં આળેખીશું, પૂર્વસાધુનાં ચિત્ર;
તેને અને તુજ પગલે ચાલી, થાશું અમે
પવિત્ર—અમારાં. ૪

## શ્રી વીર જિન સ્તુતિ—રાગ કલ્યાણ.

વંદો પદ ત્રિશલાનંદના,
પ્રભુ જ્ઞાની મહા ગંભીરના—વંદો.
સર્વ પુરંદર સેવિત સુંદર;
ધર્મ ધુરંધર ધીરના—વંદો. ૧
વિશ્વ વિનાયક જે શિવદાયક;
સ્વામી શ્રાદ્ધ સમૂહના—વંદો. ૨
તીર્થપતિ તીર્થંકર શંકર;
દાતા સમક્તિ તીરના—વંદો. ૩
નાથ નિરંજન ભવ ભય ભંજન;
તાજ ઉજમના શિરના—વંદો. ૪

# ગુણાનુરાગ કુલક-સરલ સંક્ષિપ્ત વ્યાખ્યા.

સકળ કલ્યાણના સ્થાન રૂપ શ્રી તીર્થંકર પ્રભુના ચરણ કમળને નમસ્કાર કરીને સૌભાગ્ય લક્ષ્મીને ઉત્પન્ન કરનાર પર ગુણ ગ્રહણ કરવાનું સ્વરૂપ જણાવું છું ( તે અહો ! ભવ્યજનો તમે લક્ષ દઇને સાંભળો ) ૧

જે પુરૂષના હૃદયમાં ઉત્તમ ગુણાનુરાગ નિવાસ કરી રહે છે, તેને તીર્થંકર પદ પર્યંતની રૂદ્ધિઓ દુર્લભ નથી પણ સુલભ છે. ૨

જેમના હૃદયમાં સદાય સદ્ગુણ પ્રત્યે

સ્વભાવિક પ્રેમ જાગેલો છે તેઓ ધન્ય, કૃતપુન્ય જાણવા; તેમને સહાય અમારો પ્રણામ હો. ૩

ઘણું ભણવાથી, તપ તપવાથી કે દાન દેવાથી શું પ્રયોજન છે ? ફક્ત સઘળા સુખના સ્થાનરૂપ એક ગુણાનુરાગનેજ તું આદર. ૪

કદાચ તું ઘણો તપ કરીશ, ઘણાં શાસ્ત્ર ભણીશ, અને વિવિધ કષ્ટો સહીશ, પરંતુ જો ગુણાનુરાગ ધારીશ નહિં—બીજાના સદગુણ જોઇ રાજી થઇશ નહિ, તો તારી સઘળી કરણી ફોક સમજજે. ૫

બીજાનાં ગુણનો ઉત્કર્ષ સાંભળીને જો તું અદેખાઇ કરીશ તો જરૂર તું સં-

સારમાં સર્વ સ્થળે પરાભવ પામીશ. ૬

ઇર્ષાના જોરથી અંજાઇ જઇ જો તું ગુણવંત જનોના થોડા પણ અવર્ણવાદ કોઇરીતે બોલીશ તો સંસાર મહાઅટવીમાં તારે ભટકવું પડશે. ( અને ત્યાં બહુ પેરે દુઃખનો કડવો અનુભવ કરવો પડશે. માટે પ્રથમથીજ પારકા અવર્ણવાદ બોલવાથી પાછો ઓસર ) ૭

આ વર્તમાન ભવમાં જીવ જે ગુણનો કે દોષનો અભ્યાસ કરે છે, તે ગુણ દોષને અભ્યાસ વડે પરભવમાં ફરી મેળવે છે. ૮

જે પોતે સેંકડો ગમે ગુણથી ભર્યો છતો અદેખાઇ વડે પારકા દોષ જંપે છે

તે પંડિત પુરૂષોની નજરમાં પલાલના ઢગલા જેવો અસાર (હલકો) જણાય છે. ૯

જે દુષ્ટ આશયથી પરાયા છતાં અને અછતા દોષને ગ્રહણ કરે છે, તે પોતાના આત્માને નિરર્થક પાપ બંધનથી બાંધે છે. ( તેથી ભવાંતરમાં પોતેજ વારંવાર દુઃખી થાય છે. ) ૧૦

તેટલા માટે જેથી કષાય અગ્નિ પેદા થાય તે કાર્ય જરૂર તજી દેવું અને જેથી કષાય અગ્નિ શાંત થાય તેજ કાર્ય આદરવું. પરનિંદા, ઇર્ષા, અદેખાઇ પ્રમુખ અકાર્ય અવશ્ય તજવાનાં છે ૧૧

જો તું ત્રિભુવનમાં ગુરૂપણું મેળવવા ખરેખર ઇચ્છતો હોય તો પારકા દોષ

ગ્રહણુ કરવાની અથવા પરનિંદા કરવા-
ની પડેલી કુટેવ સંપૂર્ણ પ્રયત્ન વડે તું
તજી દે એજ મોટાઇનો માર્ગ છે. ૧૨

જગતમાં સહુ કોઇ'ને પ્રશંસવા યો-
ગ્ય આ ચાર પ્રકારના પુરૂષો કહ્યા છે.
૧ સર્વોત્તમોત્તમ, ૨ ઉત્તમોત્તમ, ૩ ઉ-
ત્તમ અને ચોથા મધ્યમ. ૧૩

એ ઉપરાંત ભારે કર્મી અને ધર્મ-
વાસના રહિત જે અધમ અને અધમાધમ
પુરૂષો હોય તેમની પણ નિંદા તો નજ
કરવી, પરંતુ ( બની શકે તો તેમને સુ-
ધારવા માટે ) મનમાં કરૂણા લાવવી
યુક્ત છે. નિંદા સર્વથા વર્જ્ય છે, કેમકે
તેથી તેને કે પોતાને કશો ફાયદો થતો

નથી, પરંતુ કરૂણા બુદ્ધિથી તો સ્વપરને ફાયદો થવો સંભવે છે. માટે શાસ્ત્રકાર તેનુંજ સેવન કરવા કહે છે. ૧૪

જેને પ્રત્યેક અવયવમાં આકરૂં યૌવન પ્રગટ્યું હોય, જેમનું શરીર ઘણું જ સુગંધી હોય અને જેમનું રૂપ સર્વોત્તમ હોય એવી સ્ત્રીઓના મધ્યમાં રહ્યો છતો જન્મથી આરંભી અખંડ બ્રહ્મચર્યને ધારણ કરનાર જે મન વચન અને કાયાવડે નિર્મળ શીલ પાળે છે, તે પુરૂષ સર્વોત્તમ જાણવો અને તે સર્વ સાધુને શિરસાવંદ્ય—પ્રણામ કરવા યોગ્ય છે. ૧૫–૧૬

વળી જે એવાજ પ્રકારની સ્ત્રીઓના

મધ્યમાં રહ્યો છતો કોઇ રીતે ક્ષણ ભર રાગથી રંગાયો હોય, પરંતુ તરતજ બીજે ક્ષણે તે લાગેલા પાપની સર્વ પ્રકારે નિંદા ગર્હા કરે અને ફરી આખા ભવમાં કોઇ વખત જેના મનમાં રાગ પ્રગટે નહિં તે મહા સત્ત્વવંત પુરૂષ ઉત્તમોત્તમ છે એમ જાણવું. ૧૭–૧૮.

જે ક્ષણભર સ્ત્રીનું (સુંદર) રૂપ જોવે અથવા મનથી તેનું ચિંતન કરે, પરંતુ સ્ત્રીઓએ વિષયભોગ સંબંધી પ્રાર્થના કર્યા છતાં તેવું અકાર્ય (સ્ત્રી સેવન) કરે નહિ, તે સાધુ કે સ્વદારા સંતોષી શ્રાવક અલ્પ સંસારી ઉત્તમ પુરૂષ જાણવો. ૧૯

જે સાધુ કે શ્રાવક ભવભીરૂ હોઇ સ્વવ્રત રક્ષા કરે તે ઉત્તમ છે. ખરી કસોટીમાં પણ જે વ્રત ભંગ થવા ન દે તેની બલિહારી છે. ૨૦

જે પુરૂષ ધર્મ અર્થ અને કામરૂપ પુરૂષાર્થને અન્યોન્ય બધા રહિત સેવે, એટલે ધર્મને હાનિ ન પહોંચે તેમ અર્થ ઉપાર્જન કરે અને અર્થ ઉપાર્જન કરવામાં ખલેલ ન પહોંચે તેમ વિષય સેવન કરે તે મધ્યમ પુરૂષ જાણવો. ૨૧

આ ઉપર જણાવેલા પુરૂષોના ગુણ-ગ્રહણ બહુમાનપૂર્વક જો તું કરશે તો શીઘ્ર શિવસુખ પામીશ, એમ ચોક્કસ સમજજે; કેમકે પોતે સદ્‌ગુણી થવાનો એ સરલ માર્ગ છે. ૨૨

આજ કાલ સયંમ માર્ગમાં શિથિલતા ધારણ કરનારા અને સંયમ ક્રિયાની ઉપેક્ષા કરનારા પાસથ્થાદિક સાધુ યતિજનોની સભા સમક્ષ નિંદા કરવી નહિં તેમજ પ્રશંસા પણ કરવી નહિં. નિંદાથી તેઓ સુધરી શકશે નહિં, તેમ જ પ્રશંસા કરવાથી તેમના પાપને પુષ્ટિ આપવા જેવુંજ થશે ૨૩

હીણાચારી સાધુ–યતિ ઉપર કરૂણા આણીને જો તેને રૂચે તો હિત બુદ્ધિથી સત્ય માર્ગ કહેવો. તેમ છતાં જો તે રોષ કરે તો તેના દોષ- દુર્ગુણ (સભા સમક્ષ) પ્રકાશવા નહિં. ૨૪

અત્યારે દુષમ કાળમાં જેનો થોડો

પણ ગુણ-ધર્મ જોવામાં આવે તેનું બહુ માન ધર્મ બુદ્ધિથી સહાય કરવું યુક્ત છે એથી સ્વપરને અનેક લાભ થવા સંભવ છે. ૨૫

પરગચ્છમાં કે સ્વગચ્છમાં જે સંવિજ્ઞ (તીવ્ર વૈરાગ્યવંત-ભવભીરૂ બહુશ્રુત ગીતાર્થ) મુનિ જનો હોય તેમનો ગુણાનુરાગ કરવા મત્સરભાવથી તું ચુકીશ નહિ સમભાવી મહા પુરૂષોનો સમાગમ સહાય દુર્લભ છે તે ગમે ત્યાં હોય તો પણ તેમનું તો કલ્યાણ સુખે થઇ શકે છે. તેમના દુર્લભ સમાગમનો લાભ મળે તો તેની કદાપિ ઉપેક્ષા કરવી નહિ. કેમકે તેવા સમભાવી મહાત્માઓથી આપણને ઉત્તમ ફળ મળી શકે છે. ૨૬

ગુણ રત્નોથી અલંકૃત પુરૂષોનું બહુમાન જે શુદ્ધ-નિષ્કપટ મનથી કરે છે તે અન્ય જન્મમાં તેવા ગુણોને જરૂર સુખે સુખે મેળવી શકે છે. સદગુણોનું અનુમોદન કરવું યા તેમનું બહુમાન કરવું એ આપણે સદ્‌ગુણી થવાનું અમોઘ બીજ છે. ૨૭

આવી રીતે ગુણાનુરાગ ( સદ્‌ગુણી પ્રત્યે અકૃત્રિમ પ્રેમવાત્સલ્ય ) પોતાની હૃદય ભૂમિમાં જે ધારણ કરે છે તે મહાનુભાવ સર્વ કોઇને નમન કરવા યોગ્ય પરમ શાન્ત પદને પામે છે એમ પરમ સંવેગી અને પવિત્ર ગુણાનુરાગી શ્રી સોમસુંદર સૂરિ મહારાજ ભવ્ય જનોને એકાંત હિત બુદ્ધિથી અમૃતવચનો વડે બોધ કરે છે                    ઇતિશમ્.

## પ્રભુની અષ્ટ પ્રકારની પૂજા શામાટે કરવી?

૧ જળપૂજા–અનાદિ કર્મ મળને ધોવા માટે
૨ ચંદનપૂજા–કષાય તાપ શમાવી શીતળ
થવા
૩ પુષ્પપૂજા–ચિત્તની પ્રસન્નતા વધારવા માટે
૪ ધૂપપૂજા–અનાદિ મલીન વાસના દૂર
કરેવા.
૫ દીપપૂજા–અજ્ઞાન ટળીને જ્ઞાન પ્રગટા-
વવા માટે.
૬ અક્ષતપૂજાઅખંડ ઉત્તમ સુખ સંપદા
પામવા.
૭ નૈવેદ્યપૂજા–આત્માના અણહારિ સ્વ-
ભાવ પ્રગટાવવા માટે.
૮ ફળપૂજા–ઉત્તમ મોક્ષફળ પામવા માટે.

ઇતિશમ્.

સમાપ્ત.

# લક્ષ્મીનું ખરૂં સાર્થક્ય.

पिबन्ति नद्यः स्वयमेव नाम्भः,
स्वयं न खादन्ति फलानि वृक्षाः;
नादन्ति सस्यंखलु वारिवाहाः,
परोपकाराय सतां विभूतयः.

ભાવાર્થ:—નદીઓ પોતે પાણી પાણી પીતા નથી. વૃક્ષો પોતે ફળો ખાતા નથી અને વરસાદ (પોતે) ધાન્ય ખાતો નથીજ. (પણ) એ સર્વ પરને માટેજ હોય છે (તેમ) "સજ્જનોની" સંપત્તિ (પણ) પરોપકારના માટે હોય છે.